# ઈશોપનિષદ્



શ્રી અરવિંદ ઘોષની

અંગ્રેજીટીકા અનુસાર.

મુંબઇ—નિર્ણયસાગર પ્રેસમાં છાપ્યું.

સોલ એજન્ટસ,

મેસર્સ. એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ.

કિંમત રૂ. ૧.

# પ્રસ્તાવના.



આ દેશમાં ઉપનિષદ્ જેવા ગ્રંથ રહેલ છે તે એમ બતાવે છે કે આ દેશની વિદ્યા કળા એક વખત બહુ સારી સ્થીતિમાં હતી. પરદેશના ઘણા વિદ્વાનો હજુ એમ માને છે કે હિંદુસ્થાન પુરાતન કાળથી જંગલી સ્થીતિમાં છે અને મનુષ્યને ઉપ-યોગી થાય તેવી વિદ્યા કળા તેના જાણવામાં આ-વેલ જ નથી અને તેથી પરદેશનું અનુકરણ કરવા હિંદુસ્થાનને બોધ આપે છે. તેવી ટીકાઓના જવાબ ઉપનિષદ્ આપી શકે તેમ છે. આવી ગેરસમજનું મૂળ કારણુ એ છે કે બીજા દેશોની વિદ્યા કળા જે દિશામાં વહી છે તેના કરતાં આહીની વિદ્યા કળા જુદી દિશામાં વહી છે.

પણુ એમ માની બેસીએ કે આપણો દેશ જ સૌથી ઉત્તમ છે, વિદ્યાવાન છે, કળાવાન છે, ધર્મ-ભૂમિ છે અને બીજા દેશો ભોગ ભૂમિ છે તો તે પણ એક જાતનો અહંકાર છે. ઈશ્વરની રચનામાં

જે જે પ્રકારનું જગત્ રચાય છે તે સર્વ ઈશ્વરને રહેવા માટે છે. ઈશ્વર વિશે આપણે જે વિચાર કરીએ તેટલું જ ઈશ્વરનું રૂપ છે એમ માનવું એ ભૂલ છે.

સત્ય સમજવામાં ઘણી ધીરજની જરૂર છે. તેથી જ આગળના મહાત્માઓ ધીર કહેવાતા. હાલ કોઈ મહાત્મા સત્ય કરતાં દેશ હિતની કીંમત વધારે આંકે છે. કોઈ સત્ય સેવનથી જ દેશ હિત થશે એમ માને છે. તેથી પહેલી ફરજ એ છે કે સૌએ ધીરજથી સમતાથી અનેક પ્રકારના જીવન જોવા જોઇએ. જેમ ગૃહસ્થાશ્રમમાં ઘણા પ્રકારના ગૃહસ્થ હોય છે તેમ મહાત્માશ્રમમાં પણ ઘણા પ્રકારના મહાત્મા થાય છે. દરેકમાં પ્રભુનો અંશ હોય છે પણ તે અંશ દરેકમાં નવું રૂપ લેછે. સત્ય સમજવાથી નિર્ભયતા આવે છે અને નિર્ભયતાથી જીવન યુદ્ધ સારી રીતે થઇ શકે છે.

નિર્ભય રીતે યુદ્ધ કરનાર પુરૂષ મહાપુરૂષ કહેવાય છે. એવા એક આ ઉપનિષદ્ની ટીકા લખનાર શ્રી અરવિંદ ઘોષ છે.

તેમનું જીવન આ ન્હાના ગ્રંથમાં આપવું મુશ્કેલ છે. તેના જીવનનો કેટલોક ભાગ મેં તૈયાર કરેલ પુસ્તક "અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન" એમાં આપેલ છે. મહાપુરૂષનું જ્ઞાન, મહાપુરૂષની શક્તિ તેજ તેનું જીવન છે. ૧૯૦૯–૧૦ ની બંગાળાની ચળચળ પછી બાર વર્ષ થયાં તે પોંદેચેરીમાં પ્રભુ પરાયણ જીવન ગાળેછે. હાલ કાંઈ લખતા નથી, બોલતા પણ નથી. રોજ ૨૨ કલાક એકાંતમાં ગાળે છે, કોઇને મળવું પણ બંધ કરેલ છે.

પહેલી એપ્રીલ ૧૯૨૦ ના રોજ તેણે એક પત્ર પોતાના ભાઇને લખેલ છે તે ઉપરથી તેની હાલની સ્થીતિનું અનુમાન થઈ શકે છે. તે પત્ર આ ન્હાના પુસ્તકમાં સવિસ્તર આપી શકાય તેમ નથી પણ તેમાંથી કેટલોક ઉપયોગી ભાગ નીચે આપું છું:—

"પોંદેચેરીમાં આવતાં મારી ચંચળ દશાનો અંત આવી ગયો હતો અને અંતર્યામી જગત ગુરૂએ મને મારા માર્ગનું પૂર્ણ દર્શન કરાવ્યું હતું. એ માર્ગમાં

યોગરૂપ શરીરના દશ અંગ છે અને છેલ્લા દશ વર્ષમાં મેં યોગના એ દશ અંગોનો અનુભવવડે વિકાસ કરવા માંડ્યો છે કે જે અદ્યાપિ પર્યંત સમાપ્ત થયો નથી કારણ કે અદ્યાપિ એ યોગાંગના સંપૂર્ણ વિકાસમાં બે વર્ષ વીતવાનો સંભવ છે અર્થાત્ જ્યાં સુધી યોગાંગ વિકાસનું આ કાર્ય પૂર્ણ નહી થાય ત્યાં સુધી મારાથી બંગાળામાં આવી શકાય તેમ નથી.

* * * *

આ અવસ્થાને પ્રાપ્ત કરી લેવાનું કાર્ય સહજ નથી. આજે પંદર વર્ષ પછી હું એ વિજ્ઞાનના ત્રણ થરમાં નીચેના થરમાં પહોંચીને નીચેની સર્વ વૃત્તિઓને સમતોલ કરવા મંડ્યો છું, અર્થાત્ જ્યારે આ સિદ્ધિ પૂર્ણ થઈ જશે ત્યારે ભગવાન મારા દ્વારા અન્ય મનુષ્યોને થોડી મહેનતથી વિજ્ઞાન સિદ્ધિ આપશે એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. જ્યારે એમ થશે ત્યારે જ મારા વાસ્તવિક કાર્યનો આરંભ થશે. હું કર્મ સિદ્ધિ માટે અધીર નથી; કારણ કે

જે કાંઈ થવાનું છે તે ભગવાને નક્કી કરેલ સમયે જ થવાનું છે; તે પહેલાં કોઈ રીતે થવાનું નથી તે હું સારી રીતે જાણુંછું, તેથી ઉન્મત્ત માણસ પ્રમાણે ક્ષુદ્ર અહંકરી શક્તિવડે કર્મ ક્ષેત્રમાં કૂદકો મારવાની પ્રવૃત્તિ મેં કદાપિ કરી નથી, કરતો નથી અને કરવાનો પણ નથી. કદાપિ કર્મ સિદ્ધિ ન પણ થાય તો પણ હું મારી ધીરજ છોડવાનો નથી કારણ કે એ કર્મ ભગવાનનું છે, મારૂં નથી. હું હવે બીજા કોઇનું કહેવું સાંભળવાનો નથી. મને ભગવાન જે માર્ગમાં ચલાવશે તે માર્ગમાં જ ચાલીશ.

*    *    *    *

ભારત મંદિરમાં આપણે જેની મૂર્તિ સ્થાપવા ઇચ્છીએ તે હનુમાનની મૂર્તિ નથી કિંતુ દેવ અથવા ઈશ્વરાવતાર શ્રી રામની જ પ્રતિમા છે એ યાદ રાખવાનું છે.

*    *    *    *

દીર્ઘ કાળથી મેં મારી પોતાની માનસિક ભૂમિમાં મન તથા ઇંદ્રિયના સર્વ વિષયોને તેમ જ સર્વ અ-

નુભવોને આનંદમય કરી લીધા છે અને હવે તે વિજ્ઞાનમય થતા દેખાય છે. આવી અવસ્થામાં જ સચ્ચિદાનંદનું પૂર્ણ દર્શન અને તેનો સાક્ષાત્કાર થઈ શકે છે.

*  *  *  *

દિવસ પછી દિવસ અને રાત પછી રાત ચાલ્યા જાય છે છતાં હું દેવ થાઉં છું કે શું થાઉં છું એ જો કે યથાર્થ જાણી શકાતું નથી તથાપિ હું કાંઇક થયો છું અથવા થાઉં છું એ નિર્વિવાદ છે. ભગવાનની જે ઘાટ ઘડવાની ઇચ્છા હોય તેજ ઉત્તમ છે. સર્વને આ અવસ્થા આવી રીતે જ પ્રાપ્ત થઈ શકે છે. સારાંશકે આપણી શક્તિ નહી કિન્તુ ભગવાનની શક્તિ જ એ યોગની સાધિકા છે.

*  *  *  *

ભારતની દુર્બળતાનું પ્રધાન કારણ વિચાર શક્તિનો લોપ છે. આપણે શક્તિ–સાધના ત્યાગી દીધી છે તેથી શક્તિએ પણ આપણને ત્યાગી દીધા છે. આપણે જો કે પ્રેમની સાધના કરીએ છીએ પરંતુ

જ્યાં જ્ઞાન અને શક્તિનો અભાવ હોય છે ત્યાં પ્રેમ રહી શકતો નથી.

*    *    *    *

મને લાખો શિષ્યો નથી જોઇતા; કિંતુ એક જ અહંભાવથી રહીત પૂર્ણ મનુષ્ય જો મને ભગવાનના શત્રુરૂપે પણ મળી આવે તો તે એક જ મનુષ્ય ઉત્તમ છે."

આ કાગળ લખ્યા પછી આઠ મહિને ઇશ્વર કૃપાથી મને તેનો મેળાપ થયો હતો. પહેલા ત્રણ દીવસ વિજ્ઞાન સંબંધી વાત કરવામાં ગયા હતા. ત્રીજે દીવસે સાંજે તેમણે કહ્યું કે વિજ્ઞાનમય સ્થિતિ વાણીથી સમજાવવામાં છિન્ન ભિન્ન થઈ જાય છે તેથી ઉત્તમ માર્ગ તો એ છે કે બોલ્યાવગર તે જેવી છે તેવીજ બતાવવી જોઇએ. તેથી ચોથે દીવસે વાતચીત બંધ કરી તેની પાસે ધ્યાનમાં બેઠો. પાંચ મીનીટમાં વિચાર નીકળી ગયા અને વિજ્ઞાનનો અનુભવ થયો. તેના આનંદમાં એક કલાક

જતો રહ્યો. કલાક પુરો થયો ત્યારે જ વિચાર આવ્યો કે હવે વખત પુરો થયો. તેજ પ્રમાણે પાંચમે અને છઠ્ઠે દીવસ બન્યું. ધ્યાનમાં જે અનુભવ થયો તે વિશે સાતમે દીવસ વાતચીત થઈ હતી. તે અનુભવમાં એક શક્તિ સર્વત્ર કામ કરતી લાગી હતી. શ્રી અરવિંદ ઘોષે કહ્યું "તેજ શક્તિએ તમે જેવા થયા છો તેવા તમને બનાવ્યા છે, અત્યાર સુધી ઠીક પ્રયત્ન થયો છે પણ હવે તમારો યોગ પુરો કરવાનું કામ તે શક્તિને આપો."

શ્રી અરવિંદ ઘોષને એક વર્ષમાં એવો અનુભવ થયો છે કે બીજા માણસને કાંઈ વાત કરવી હોય તો બોલવાની ખાસ જરૂર નથી. બોલીએ તોજ સમજાવી શકાય એવી આપણને ટેવ પડેલી હોવાથી બોલવાની જરૂર રહે છે.

તે વખતે તેમણે એ પણ કહ્યું હતું કે લોકો મારા ઉપર આક્ષેપ મુકે છે કે દેશની ગંભીર દશામાં હું તેમને ઉપયોગી નથી પણ ઈશ્વર કૃપાથી પોંદેચેરીમાં શરીર છતાં બહારના માણસો સાથે

૧૦૦૬૯



વાતચિત થઈ શકે છે તેથી બહાર નીકળવાની ઉતાવળ નથી અને બહાર નીકળવાનો વખત આવશે ત્યારે ઈશ્વરની આજ્ઞા જરૂર થશે.

ઉપરના લેખ ઉપરથી જણાશે કે શ્રી અરવિંદ ઘોષ એમ માને છે કે હવે જગતનું કલ્યાણ મનુષ્યની શક્તિથી થઈ શકે તેમ નથી. મનુષ્યની મ્હોટામાં મ્હોટી શક્તિ કરતાં ઈશ્વરની ન્હાનામાં ન્હાની શક્તિ વધારે કામ કરે છે તેથી હવે ઈશ્વરની શક્તિ જગતમાં કોઈપણ મનુષ્યમાં પ્રગટ થાય તો જ આ પૃથ્વીના મનુષ્ય તેની અસરથી ડાહ્યા બને અને એ હેતુથી તેણે પોતાનું સમસ્ત જીવન ઈશ્વરને અર્પણ કરેલ છે. જગતમાં નવી શક્તિ લાવવાની ઈશ્વરની ઇચ્છા હોય તો એવા અર્પણ બુદ્ધિવાળા મહાપુરૂષો ઈશ્વરને બહુ ઉપયોગી થાય છે.

બાર વર્ષના ઉગ્ર તપના સમયમાં પણ શ્રી અરવિંદ ઘોષે "આર્ય" નામનું માસીક પ્રગટ કરી ઉપયોગી વિષયો ઉપર ઘણું અજવાળુ પાડ્યું છે. તેમાં

એક વિષય આ ઉપનિષદ્ છે.* આ પુસ્તકમાં આપેલ ભાષ્ય તેની અંગ્રેજી ટીકાનું ભાષાંતર છે.

બધા ઉપનિષદ્‌માં ઇશાવાસ્ય સમજવામાં વિદ્વાનોને ઘણી મુશ્કેલી પડી છે. આમાં મનુષ્ય જીવનને પ્રભુમય કરવાના માર્ગ બનાવેલ છે, મનુષ્ય જાતિમાંથી દેવજાતિ ઉત્પન્ન કરવાના ઉપાય સૂચવેલ છે.

દેવ જાતિનું દૈવી જીવન મનુષ્ય જાતિના જીવનથી તદ્દન જુદા પ્રકારનું હોય છે. મનુષ્ય સર્વમાં

---

*ગુજરાતી ભાષામાં શ્રી અરવિંદ ઘોષના લેખોના નીચે પ્રમાણે પુસ્તકો પ્રસિદ્ધ થયા છેઃ-

| | મળવાનું ઠેકાણું. |
|---|---|
| ૧ અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન.<br>૨ કારાવાસની કહાણી. | એન. એમ. ત્રીપાઠીની કંપની મુંબાઇ. |
| ૩ અરવિંદ વિચારમાળા. | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ. |
| ૪ અરવિંદના પત્રો.<br>૫ જગન્નાથજીનો રથ.<br>૬ યોગીક સાધન.<br>૭ અરવિંદ ઘોષનું વ્યાખ્યાન.<br>૮ અરવિંદ ઘોષકૃત ગીતા-રહસ્ય (છપાય છે.) | પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ નવસારી. |

ભેદ જુએ છે. દૈવી જીવ કોઈનું જીવન પોતાથી જુદું જોઈ શકતો નથી. આ પ્રમાણે દૃષ્ટીમાં ફેર થવાથી બંને સૃષ્ટિમાં પણ ઘણો ફેર પડી જાય છે. મનુષ્યને પોતાની જ ફીકર રહે છે. દૈવી જીવ પોતાને સર્વમાં જોતો હોવાથી સર્વમાં પોતાનું કલ્યાણ થાય તેવું જીવન ગાળે છે.

જેમ મનુષ્ય જીવન પશુને સમજાય તેવું નથી તેમ દૈવી જીવન મનુષ્યને સમજાય તેવું નથી. એક પશુ બીજા પશુને પૂછે કે એવા પશુ હોઈ શકે કે નહી કે જે બે પગે ચાલી શકે, જેને પૂછડી હોય નહી, જે કપડા પહેરી ફરી શકે, વિચાર કરી શકે, તો એમ જ જવાબ મળશે કે એવા પશુ બને જ નહીં કારણ કે પશુની દૃષ્ટીએ તેવું જીવન અસ્વભાવિક છે. પણ મનુષ્યની દૃષ્ટીએ તે સ્વભાવિક છે. તેથી મનુષ્ય તે સમજી શકે છે. તેજ પ્રમાણે એક મનુષ્યને બીજો પૂછે કે એવા મનુષ્ય હોઈ શકે કે નહી કે જે બીજામાં પોતાને જોઈ શકે અને પોતામાં બીજાને જોઈ શકે, જે પોતાના સુખ માટે

બીજાનું ધન લે નહી, બીજાના ભોગે જીવે નહી, જે વહાણ ડુબતી વખતે એમ પ્રાર્થના કરે કે બધા બચે અને હું એક જ મરૂં તો કેવું સારૂં, જે એમ ઇચ્છે કે બીજા દેશોનું કલ્યાણ કરવું તે મારા દેશની ફરજ છે, જે કોઇને હલકા ગણે નહી, જેને પોતાના સુખ માટે કોઈ વસ્તુની જરૂર ન હોય, જે ત્યાગમાં જ આનંદ માને, તો એમ જ જવાબ મળશે કે એવું જીવન બને જ નહી કારણ કે મનુષ્યની દૃષ્ટીએ તે અસ્વભાવિક છે પણ દૈવી જીવની દૃષ્ટીએ તે સ્વભાવિક છે, તે તેનો સ્વભાવ જ છે.

હાલ તો દૈવી જીવનનો પવન પણ વાતો નથી. એક મહાન દેશના એક મહા પુરૂષે દૈવી જીવનના વખાણ કર્યા તેને માટે પણ તે પસ્તાય છે કારણ કે તેથી તેની પ્રજા તેવા જીવનની માગણી કરે છે.

હાલ દેવ જાતિની સંખ્યા બહુ જ થોડી છે. દેવ જાતિ વધે તેવું શિક્ષણ પણ અપાતું નથી. અમેરીકામાં એમ શીખવવામાં આવે છે કે અમેરિકાના સ્વાર્થનો પહેલો વિચાર કરવો, ઇગ્લાંડ ઇગ્લોડનો જ

ઉદય થાય એવું શિક્ષણ આપે, જાપાન પોતાની પ્રજાની જ ઉન્નતિ થાય એવી કેળવણી આપે ત્યાં સુધી દેવ જાતિની આશા રાખવી ફોકટ છે.

અને હિંદુસ્થાન જેવા દેશમાં જ્યાં દૈવી જીવન ઉપર બહુ ભાર દેવાય છે, જ્યાં હજારો વર્ષ પહેલાં ત્યાગથી ભોગવવાનું શિક્ષણ અપાતું, ત્યાં દૈવી જીવનને બદલે મનુષ્ય જીવન પણ સારા રૂપમાં માલુમ પડતું નથી. તેનું કારણ આપણે નવા સંજોગોમાં જુના ઉપાય લીધા છે. હિંદુસ્થાનની બહાર પ્રભુએ શી રચના રચી છે તે જાણવાની મહેનત પણ કરી નહી. ચેતનવાદના અહંકારમાં નાત જાતના ભેદ પણ કાઢી ન શકયા. મોક્ષ માટે પણ મારોજ મોક્ષ પહેલો એવો અહંકાર ગયો નહીં. હમણા પણ બીજા દેશો જે ઉપાય લેતા હોય તેની નકલ કરીએ છીએ. બીજાની માફક પોતાના દેશનો જ વિચાર કરીએ છીએ. પોતાના સુખનો વિચાર કરતી વખતે પાડોશીના સુખનો વિચાર ન કરીએ તો જ્યારે પાડોશી મુશ્કેલીમાં આવી પડે ત્યારે આપણને જરૂર

મુશ્કેલીમાં નાખશે. હિંદુસ્થાનનો વિચાર કરતી વખતે એશીઆનો જરૂર વિચાર કરવો જોઈએ, ચીન, રૂશીઆ કે ટરકીમાં દુઃકાળ હોય ત્યારે તેની નજર હિંદુસ્થાન તરફ વળે તે સ્વાભાવિક છે તેથી સૌના દુઃખ સૌએ ભેગા મળી દૂર કરવા જોઇએ. જેટલે દરજજે આ જન્મમાં આપણે જગત્ સારૂં કરી શકીએ તેટલે દરજજે આવતા જન્મમાં આપણે તેટલા સારા જગતનો લાભ લઈ શકીએ.

નવા નવા પ્રસંગમાં નવા નવા ઉપાય સુજવા જોઇએ. તેમાં જ વિદ્યાની કસોટી છે, તેમાં જ આર્ય પ્રજાનું ભૂષણ છે.

સ્વરાજ માટે અરવિંદ બાબુ લખે છે કે સ્વરાજનો ખરો અર્થ એ છે કે સૌ મનુષ્ય પ્રાણીમાં, પુરૂષ, સ્ત્રી, બાળક, તેમજ તેઓના બનેલ સમાજમાં, વિકાસ પામેલ, અથવા વિકાસ પામતા, નાના કે મ્હોટા, સૌમાં એક આત્મા છે, એક જીવ છે, કે જેને પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પોતાને અં-

નુકૂલ પડે તેવું જીવન ગાળવાનો અને તે જીવન, પરમાત્માને આનંદ લેવાનું સ્થાન બને તેવું કરવાનો હક છેઃ આ સ્વધર્મ બીજા સર્વ ધર્મથી વધારે ઉપયોગી છે. તે માટે ગમે તે તંત્ર, ગમે તે ઉપાય, ગમે તે સુધારા, ગમે તે કાયદા, ધારા, ધોરણ વિગેરે કરવામાં આવે પણ તે સર્વ આ સ્વધર્મ પ્રમાણે સ્વરાજ્ય ઘડવામાં આડા આવે તેવા થવા જોઇએ નહીં.

પ્રભુ સર્વત્ર છે તેનો ઇનકાર થઈ શકે તેમ નથી. પ્રભુ આખું જગત્ ચલાવે છે તેનો પણ ઇનકાર થઈ શકે તેમ નથી. પ્રભુ પતીત પાવન છે, અધમોદ્ધારણ છે અને હિંદુસ્થાનનો ઉદ્ધાર તો તેની દૃષ્ટી માત્રથી જ થઈ શકે તેમ છે. પણ કયા નેતાના હૃદયમાં તેનું નામ નિરંતર વહે છે, કોણ તેને નામે રડે છે, કોણ તેને નામે ભોગ આપે છે. સૌ પોતાના દેશને માટે તૈયાર છે પણ કોઈ પ્રભુને માટે તૈયાર નથી. પોતાનો દેશ પ્રભુમાં સમાઈ જાય છે પણ પોતાના દેશમાં જ પ્રભુ સમાઈ શકતા નથી.

એક વખત એવો હતો કે નચિકેત નામના બ્રા-હ્મણને તેના ગુરુએ આખી પૃથ્વીનું રાજ્ય આપવાનું કહ્યું પણ તેણે તે લેવા કરતાં બ્રહ્મવિદ્યા માગી હતી. તે વખતે ધન કરતાં વિદ્યાની કીંમત વધારે હતી. હાલ વિદ્યા કરતાં ધનની કીંમત વધારે અં-કાય છે. તેથી જ લીગ ઓફ નેશન્શમાં પ્રભુનું નામ ભૂલાઈ ગયું છે, વાશીંગટનની કોન્ફરન્સમાં પ્રભુ યાદ આવ્યા નથી, કારણ એ બધી ધન વધારવાની અને ખર્ચ ઓછું કરવાની ખટપટ હતી. ત્યાં સૌને પો-તાની સ્વતંત્રતાનું અભિમાન હતું. સૌ સ્વતંત્ર થાય અને તેમાંથી દેવ જાતિ ઉત્પન્ન થાય એ વિચાર કોઈના મનમાં નહોતો. સૌ એક બીજાની નબ-ળાઈ ઉપર જીવવાનો વિચાર કરતા હતા. હિંદ પણ તેનું જ અનુકરણ કરે તો કોઈને ઉપયોગી નહી થાય. પ્રભુની મદદ કોઈ લેતા નથી. તેની મદ-દથી હિંદ પોતાનું અને બીજાનું કલ્યાણ કરી શકે તેમ છે. હવે એવા નાયકની જરૂર છે કે જે પ્ર-ભુનો સેવક હોય, જે લોક સેવક ન હોય.

મનુષ્ય જીવન ઘણું અપૂર્ણ છે તેને શુદ્ધ કરી દૈવી કરવાનું છે. તે માટે આ ઉપનિષદમાંથી કાંઈક સૂચનાઓ મળી શકે તેમ છે. દૈવી જીવનમાં બધો સ્વભાવ ફરી જાય છે. મનુષ્યથી ન બને તેવું બનાવવાનું છે, નવા મંદિરમાં નવા પ્રભુ પધરાવવાના છે. પોતાના બધા વિચાર મુકી પ્રભુ જે આદેશ આપે તે પ્રમાણે વર્તવાથી મંદિર શુદ્ધ થશે અને નવું ચૈતન્યમય જીવન ઘડાશે. આપણે એટલું તો સમજવું જોઇએ કે આપણા કરતાં પ્રભુમાં વધારે ડહાપણ છે તેથી તે જે પ્રેરણા કરે તેમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ.

જગતમાં જે કાંઈ બને છે તે ઇશ્વરના આનંદ માટે છે તેથી જે જે સંજોગ આવે તેનો પરમાર્થ દ્રષ્ટીએ ઉપયોગ કરવો જોઇએ. મુશ્કેલી આવે ત્યારે આપણી જગ્યાએ ઇશ્વર હોય તો શું કરે તેનો વિચાર કરી નિર્ભયપણે વર્તવું જોઇએ કારણકે અંતે આપણે પણ ઇશ્વર થવાનું છે. પ્રકૃતિના જેટલા ગુણ જીતી શકીએ તેટલું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે.

જ્યાં નાત જાતના ભેદ હોય, સ્ત્રીઓ હલકી દશામાં હોય, જ્યાં સ્વચ્છતા, સુંદરતા, જણાય નહી તેવા મંદિરમાં ઈશ્વરને રહેવું ગમે નહી. આપણાં દોષ આપણે કાઢવા જોઈએ.

એમ કહેવામાં આવે છે કે સ્વરાજ હોય તો આ દોષ કાઢી શકાય. એ સત્ય છે. પણ એ પણ સત્ય છે કે આવા દોષ આપણામાં ન હોત તો આપણે પરતંત્ર થયા જ ન હોત.

માટે આપણું શરીર; આપણું ઘર, આપણી સમાજ આપણો દેશ સાદાઈમાં, સ્વચ્છતામાં, સુંદરતામાં વધે, કોઈ કોઇને હલકા ગણે નહી, સ્ત્રીઓ કેળવાય અને તેમનું માન જળવાય, નાત જાતના ભેદ રહે નહી, જુગાર સટ્ટા ખેલાય નહી ત્યારે જ પ્રભુને લાયક મંદિર બનાવ્યું કહેવાય. ત્યારે જ આપણે તેને આ-પણા આંગણામાં નોતરી શકીએ અને તેને ખુશી કરી તેની મદદ લઈ શકીએ. આપણે લાયક થશું ત્યારે તેનો અનુગ્રહ જરૂર થશે.

એમ ન સમજવું કે બીજા દેશો કેટલીક બાબતમાં આપણાથી સુધરેલ છે તેથી ત્યાં ઈશ્વર રહેતા હશે. જેમ આંહી તેમ ત્યાં પણ પશુ વૃત્તિઓનું જોર છે. હજુ ઈશ્વરને રહેવા લાયક કોઈ દેશ સુધરેલ નથી. જે દેશ પ્રભુનો ભક્ત હશે, મહાન શક્તિવાન હશે અને તે શક્તિનો ઉપયોગ બીજાનો ઉદ્ધાર કરવામાં વાપરશે તેજ નવો યુગ શરૂ કરી શકશે.

ઉપનિષદ્ કહે છે ત્યાગથી ભોગવ. એટલે ત્યાગ રાખ અને ભોગ ભોગવ. હાલ તો કેળવણી જ એવા પ્રકારની અપાય છે કે માણસ જગતનો ત્યાગ કરે છે અથવા તેનો ભોગ ભોગવે છે પણ ત્યાગ અને ભોગ બંને સાથે જેનામાં હોય તેવા મહાત્મા દુર્લભ છે. તેજ પ્રમાણે દેશનું સમજવું. કેટલાક દેશ પોતાના દેશ સીવાય બીજા કોઈ દેશનો વિચાર કરતા નથી કારણ કે તેને બીજા દેશના દ્રવ્યની જરૂર નથી અને કેટલાક પોતાને જે જોઇએ તે પોતાના દેશમાં ઉત્પન્ન કરવાને બદલે બીજા જે ઉત્પન્ન કરે છે તે બીજાને ભૂખ્યા રાખી લઈ જાય છે. આ ત્યાગી અને

ભોગીના નમુના છે. પણ ત્યાગથી ભોગ ભોગવતા હોય તેવા દેશ દુર્લભ છે. જે દેશને સ્વદેશાભિમાન નહી હોય, જે દેશ એમ સમજશે કે આખું જગત્ ઈશ્વરને રહેવા માટે છે, જે ત્યાગ વૃત્તિથી સૌની સેવામાં આનંદ માનશે તેજ પ્રભુની કૃપાને પાત્ર થશે. યુરોપના દેશો સુખી છે એમ સમજવાની ભૂલ કરવી નહીં. આપણે તેના જેવા થશું તો સુખી થશું એ પણ ખોટું છે.

પણ પ્રભુની કૃપા કેમ મળે? પ્રભુ કયાં છે? તે કેમ દેખાતા નથી? તે દેખાતા નથી માટે જ તે પ્રભુ છે. અનુભવમાં પણ એમ લાગે છે કે જે દેખાય છે તેનાં કરતાં જે દેખાતું નથી તે વધારે સાચું છે, વધારે તેજસ્વી છે. વધારે તેજસ્વી હોય તે જોઈ શકાય નહી.

આખા વિશ્વમાં આપણી પૃથ્વી અલ્પ છે, વિશ્વ મંદિરની રજ છે. તેથી બ્રહ્માંડમાં હવામાં ઉડે છે. એવી અનેક પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા વિગેરે રચી પ્રભુ લીલા કરે છે. મનુષ્યના ક્ષુદ્ર અહંકારી મનો-

રથ જોઈ તેને શું થતું હશે? પણ તેનો મહિમા જાણવાની કયાં ફુરસદ છે. હું, મારૂં કુટુંબ અને મારો દેશ એટલામાં જ વિશ્વ સમાઈ જાય છે. તેવી સ્થીતિમાં સૂર્ય અને ચંદ્ર સાથે રમવાનો આનંદ ક્યાંથી મળે! ભવિષ્યમાં દેવજાતિ ઉત્પન્ન થવાની છે તે સૂર્ય ચંદ્ર અને તારા સાથે રમશે. મનુષ્ય જાતિની માફક જમીનના કટકા માટે લડશે નહીં.

અમેરીકા, આફ્રીકા, એશીયા અને ઓસ્ટ્રેલીઆમાં એટલી જમીન વધારાની પડી છે કે જો બધા દેશના લશ્કરી માણસો તેનો બરાબર ઉપયોગ કરે તો જગતમાં એટલું ધન ઉત્પન્ન થાય કે તે ભોગવી પણ શકાય નહી, અને તેથી લડાઇનો વિચાર પણ કોઇને આવે નહી પણ મારા ઘરનો કુતરો એમ જ માની બેઠો છે કે તે ઘર તેનું છે. તે પાડોશીના કુતરાને પણ પોતાના ઘરમાં આવવા દેતો નથી. તેને ઇશોપનિષદ્નો પહેલો મંત્ર શિખવવાની મહેનત ફરી પણ ઉલટું મારી મમતાનો લાભ લઈ તેણે પાડોશીના કુકડા મારવા શરૂ કર્યા. છેવટે પાડોશીની

ફર્યાદ આવી તેથી તેને પકડી પાંજરાપોળમાં મોકલવો પડ્યો.

શ્રી અરવિંદ ઘોષ લખે છે કે જ્યાં સુધી મનુષ્યનું હૃદય શાંતિને લાયક થયું નથી ત્યાં સુધી શાંતિની આશા રાખવી ફોકટ છે. બુદ્ધ અને ક્રાઇસ્ટ આવ્યા અને ગયા છતાં મારો કુતરો ઉપનિષદ્ શીખી શક્યો નહીં.

મનુષ્યનું હૃદય શી રીતે ફરે? ઇંગ્લાંડને કોણ ખાત્રી આપી શકે કે તે યુરોપના ખૂણામાં પડેલ છતાં અને સર્વ તરફથી ચડાઈનો ભય છતાં નિર્ભય છે. તેને કોણ સમજાવે કે તેના મુલક એટલી જગ્યાએ પથરાએલા છે કે તેને કોઈના દુશ્મન થવું પોસાય તેમ નથી. તેને કેમ ખાત્રી થાય કે તેના મિત્રોના હૃદય શુદ્ધ છે.

મારો કુતરો પોતાના જ ઘરનો વિચાર કરે છે. હું કહું છું "બીજાના સુખ દુઃખમાં આપણે ભાગ લેઇએ તો બીજા પણ આપણા સુખ દુઃખમાં ભાગ

લે" તે કહે છે કે "બીજાના સુખના ભાગ કરીને જ સુખ મળી શકે છે, તમે જમવાનું આપો છો ત્યારે બીજા કુતરા પડાવી જાય છે, તમારા ઉપર શ્રદ્ધા કેમ બેસે"! તેનામાં કેટલું ડહાપણ છે! તે કેવું પ્રમાણિક-પણે બોલે છે! કેટલાક વર્ષ પહેલાં કોરીઆને સ્વતંત્ર રાખવાની ઇચ્છા જાપાનને થઈ હતી તેથી તેણે પોતાનો કબજો ઓછો કર્યો. તેજ વખતે રૂશીઆએ કોરીઆ લઈ લીધું અને છેવટે તે પાછું લેવાની જાપાનને ફરજ પડી. હિંદુસ્થાન ઉપર અંગ્રેજનો કાબુ ઓછો થાય તો હિંદુસ્થાનને બીજા કોઈ ખાઈ જશે એવું પણ કેટલાક અંગ્રેજ માને છે. હિંદુસ્થાનને કોઈ ખાઈ ન શકે તેવો વખત આવશે ત્યારે જરૂર સ્વરાજ પ્રાપ્ત થશે. એવો વખત શી રીતે આવે? ઇંગ્લાંડને પણ તેના પાડોશી ખાઈ જાય તેવી બીક લાગે છે. બધા પશુમાં કેના વખાણ કરવા. પણ માણસ અને પશુની સરખામણી કરતાં એમ લાગે છે પશુનો સ્વભાવ માણસ કરતાં કેટલીક રીતે સારો હોય છે. તે બીજાને મારે છે ત્યારે પોતાને

જેટલો ખોરાક જોઇએ તે કરતાં વધારે જીવને મારતા નથી, જ્યારે ધોળા માણસોએ કાળા અને રાતાની કેટલીક જાતો પણ નષ્ટ કરી છે. સૌને સુખી થવાની ઇચ્છા છે પણ કોઇને કોઇમાં વિશ્વાસ નથી. તે વિશ્વાસ વિદ્યાથી આવે છે.

હાલ વિદ્યાથી માણસની કીંમત અંકાતી નથી. ધનથી અંકાય છે. ધનનો આધાર મજુરી ઉપર છે તેથી મજુરની બુદ્ધિ વધે એટલે તે પોતાની મહેનતનું ફળ મૂડીવાળાને આપવા ના પાડશે. તેના પરિણામમાં હળ તાળો, મૂડી વાળા સાથે અસહકાર, વિગેરે જોવા પડશે. હાલ ઉપનિષદ્‌નો એવો અર્થ થાય છે કે જગતમાં જે કાંઈ રચના બને છે તે સર્વ પોતાના આનંદ માટે છે માટે બીજાનું ધન લઈ આનંદ કર. મૂડીવાળા આ સૂત્ર બરાબર સમજે છે અને મજુરીવાળા પણ હવે તે શિખતા જાય છે.

ભેદ દૃષ્ટિ એ અવિદ્યાનો ખેલ છે. તેનો પણ ઉપયોગ છે. બે માણસના વિચાર બરાબર સમાન હોય તો તેઓના મ્હોઢા અને શરીર પણ સરખા જ થાય

અને તેથી વ્યવહારમાં ઘણી મુશ્કેલીઓ ઉભી થાય. સૌ એક જ પ્રકારે વિચાર કરે તો સૌના પ્રાણ એક જ પ્રકારે ચાલે અને તેથી સૌ સરખા લાગે અને તેથી જગત્ કંટાળા રૂપ લાગે. કોઇને કોઇની પાસેથી કાંઈ શિખવાનું હોય નહી, સૌની બુદ્ધિ સરખી થાય, મોક્ષ નિત્ય પ્રાપ્ત રહે, સ્ત્રી પુરૂષ જેવા બે પ્રકારના મનુષ્ય થાય નહી, પૃથ્વી થાય તો પાણી તેજ વાયુ આકાશ ન હોય અને પાણી હોય તો પૃથ્વી તેજ વાયુ આકાશ ન હોય. કોઈ પણ પ્રકારની ક્રિયા બને નહી કારણ કે ક્રિયા કર્તા અને કર્મનો સંબંધ બાંધે છે. જગત્ પૂર્ણ થઈ જાય અને પછી એવું તે એવું રહે તો તે પણ કોઇને ગમશે નહીં. અવિદ્યા ન હોય તો જગત્ કેવું બને તેનો ખ્યાલ કરીએ તો અવિદ્યાનો ઉપયોગ જાણવામાં આવશે. જન્મ મરણ ન હોય તો કેવું જગત્ થાય તેનો વિચાર કરીએ તો જન્મમરણનો ઉપયોગ જાણવામાં આવશે. હિંદને બહારના દેશોનો સંબંધ ન થયો હોત તો હિંદ કેવું થાત તેનો વિચાર કરીએ તો તે

સંબંધનો ઉપયોગ જાણવામાં આવશે, બધા વાઇ-સરાય માયાળુ જ હોત તો પ્રજા કેવી હોત તેનો વિચાર કરીએ તો આસુરી પ્રકૃતિનો ઉપયોગ પણ જાણવામાં આવશે. ૧૯૧૪–૧૭ ની યુરોપની લડાઈ થઈ ન હોત તો એશીઆને સ્વતંત્ર થવાનો વિચાર પણ ન આવત એ ધ્યાનમાં લઇએ તો લડાઇનો ઉપયોગ પણ સમજાશે. એવી જ રીતે પ્રકૃતિના બધા ગુણનું સમજી લેવું.

માટે અવિદ્યા એટલે ભેદ બુદ્ધિ પણ ઉપયોગી છે, તેની મદદથી પ્રભુ એક છતાં અનેક રૂપ થાય છે અને અનેક પ્રકારના જગત્ રચી અનેક રીતે આનંદ કરે છે.

વિદ્યા પણ જરૂરી છે. વિદ્યા ન હોય તો જગત્ કેવું થાય તેનો વિચાર કરીએ તો વિદ્યાના ઉપ-યોગની ખબર પડશે.

વિદ્યા અને અવિદ્યા બંન્નેના સ્વભાવ જે જાણે છે તે બંન્નેથી અતીત થઈ રહે છે અથવા બન્નેથી

જે અતીત થઈ રહે છે તે બંન્નેના સ્વભાવ જાણી શકે છે.

મત મતાંતર એ પ્રભુની મોરલીના કાણામાંથી નીકળતા નવા નવા રાગ છે. મોરલી વગાડતી વખત જે કાંણા આંગળીથી બંધ રાખવામાં આવે છે તે અને જે ઉઘાડા હોય છે તે સર્વનો ઉપયોગ છે. એટલું જ નહી પણ ઉઘાડા કાંણા કરતા બંધ કાણાનો વધારે ઉપયોગ છે કારણકે તે પહેલાને જોર આપે છે. એકાંતમાં જીવન ગાળનાર શ્રી અરવિંદ ઘોષ જેવા યોગી પ્રભુની મોરલીના બંધ કાણા છે અને તેઓ જ બોલતા માણસને બોલાવે છે. હિંદુસ્થાનના મહાત્માને બોલવા દેવા તેના કરતાં એને મુંગા રાખવામાં વધારે જોખમ છે.

આ ન્હાના પુસ્તકની પ્રસ્તાવના મ્હોટી થઈ ગઈ છે. ઉપનિષદ્‌ના અર્થ સમજાવે તેવા ગુજરાતી પુસ્તકો બહુ થોડા છે તેથી આ ન્હાના પુસ્તકને ગુજરાતમાં કાંઈક આવકાર મળશે એવી આશા છે.

આ પુસ્તક પ્રગટ કરવામાં શેઠ ગોકુળદાસ ખીમજીએ સારી મદદ કરેલ છે તે માટે તેનો ઉપકાર માનવો ઘટે છે. આ પુસ્તક પડતર કિંમતે જ વેચવાનું નક્કી કરેલ છે.

ઘાટકુપર,<br>તા. ૧૬–૭–૧૯૨૨. } **મોતીલાલ જે. મહેતા.**

# ईशोपनिषद्.



## मूल मंत्रो.

ईशावास्यमिदꣳसर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् १

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳसमाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे २

---

જગતમાં જે કાંઈ રચના બની છે તે સર્વ ઇશ્વરને રહેવા માટે છે તેથી ત્યાગથી ભોગવ. કોઇનું ધન લેવાની ઇચ્છા કર નહીં. ૧.

આ જગતમાં કર્મ કરતાં કરતાં જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. આ તારો માર્ગ છે. બીજો કોઇ માર્ગ નથી. કર્મ મનુષ્યને બંધનરૂપ નથી. ૨.

असूर्य्या नाम ते लोका
अन्धेन तमसाऽवृताः ।
ताँस्ते प्रेत्याभिगच्छन्ति
ये के चात्महनो जनाः ॥ ३ ॥

अनेजदेकम्मनसो जवीयो
नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठ-
त्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

---

ગાઢ અંધકારથી ઢંકાયેલ પ્રકાશ વિનાના લોકોને તે મનુષ્ય મરણ પછી પામે છે કે જે આત્મઘાતી હોય છે. ૩.

એક અચળ, મનથી પણ વધારે ચલાયમાન છે. તેને દેવો પહોંચી શકતા નથી. કારણ તે હમેશ આગળ રહે છે. પોતે સ્થીર છતાં બીજા જ્યારે તેને પહોચવા દોડે છે ત્યારે તે સૌને ઓળંગી જાય છે. તેમાં પ્રાણપતિ જીવન ધારણ કરેછે. ૪.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्व्वस्यास्य बाह्यतः ॥५॥
यस्तु सर्व्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्व्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥६॥
यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥७॥

---

તે ક્રિયા કરે છે. તે ક્રિયા કરતું નથી. તે દૂર છે. તે સમીપ છે. તે આ સર્વની અંદર છે. તે આ સર્વની બહાર પણ છે. ૫.

પણ જે સર્વ પ્રાણીમાત્રને આત્મામાં જુએ છે અને સર્વ પ્રાણીમાત્રમાં આત્માને જુએ છે તે કોઇથી ડરતો નથી. ૬.

જેને જ્ઞાનથી સર્વ પ્રાણીમાત્ર આત્મરૂપજ થયાં તેને એક (અભેદ) દૃષ્ટી હોવાથી મોહ કે શોક કેમ થાય? ૭.

स पर्यगाच्छुक्रमकायमव्रण-
मस्नाविरꣳशुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतो-
ऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥८॥

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाꣳरताः ॥९॥

---

જે તેજસ્વી છે, શરીરરહીત, ડાઘરહીત, નાડી-રહીત અને શુદ્ધ છે, પાપથી દોષીત થયેલ નથી તેજ વ્યાપેલ છે. તે કવિ છે, વિદ્વાન છે, સર્વેથી ઘેરાયેલ, પોતે પોતાથી ઉત્પન્ન થવાવાળા છે, તેણે અનંતકાળથી વસ્તુઓના સ્વભાવ પ્રમાણે વસ્તુઓની વ્યવસ્થા કરી છે. ૮.

જે અજ્ઞાનની ઉપાસના કરે છે તે ગાઢ અંધા-રામાં પ્રવેશ કરે છે અને જે જ્ઞાનમાંજ રમે છે તે જાણે કે તેથી પણ મ્હોટા અંધારામાં ભમે છે. ૯.

अन्यदेवाहुर्विद्ययान्यदाहुरविद्यया ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥१०॥
विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳसह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ११
अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो यउ संभूत्याꣳरताः ॥१२॥

જ્ઞાનથી જે ફળ મળે છે તે જુદું છે અને અજ્ઞાનથી જે મળે છે તે જુદું છે, આવો ઉપદેશ ધીર પુરૂષો તરફથી સાંભળેલ છે કે જે તે અમારી બુદ્ધિને સમજાવતા હતા. ૧૦.

જ્ઞાન અને અજ્ઞાન બંન્ને એકમાં છે એમ જે જાણે છે તે અજ્ઞાનથી મૃત્યુ તરી જ્ઞાનથી અમૃત ભાવ પામે છે. ૧૧.

જે જન્મથી છૂટવા માટે ઉપાસના કરે છે તે ગાઢ અંધકારમાં પ્રવેશ કરે છે અને જે જન્મ મળે તેવા કર્મ કરે છે તે જાણે કે તેથી પણ મ્હોટા અંધકારમાં ભમે છે. ૧૨.

अन्यदेवाहुः सम्भवादन्यदाहुरसम्भवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥१३॥
संभूतिं च विनाशं च यस्तद्वेदोभयँ सह ।
विनाशेन मृत्युं तीर्त्वासम्भूत्यामृतमश्नुते १४
हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥

---

જન્મથી જે ફળ મળે છે તે જુદું છે અને જન્મ ન આવે તેવી સ્થીતિનું ફળ પણ જુદું છે, એવું ધીર પુરૂષ પાસેથી સાંભળેલ છે, કે જે તે અમને વિસ્તારથી કહેતા હતા. ૧૩.

જન્મ આવે તેવી અને જન્મ ન આવે તેવી બંન્ને સ્થિતિ એકમાં છે એમ જે જાણે છે તે જન્મ રહીત દશા પ્રાપ્ત કરી મૃત્યુ તરે છે અને જન્મ લઈ અમરપદનો આનંદ લેછે. ૧૪.

સુવર્ણમય પાત્રથી સત્યનું મ્હોટું ઢંકાઈ ગયેલ છે, તે હે સૂર્ય, તમે ખુલ્લું કરો કે જેથી અમે સત્યધર્મ જોઈ શકીએ. ૧૫.

पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य
व्यूह रश्मीन् समूह ।
तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि
योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥

वायुरनिलममृतमथेदं
भस्मान्तँ शरीरम् ।
ॐक्रतो स्मर कृतँ स्मर
क्रतो स्मर कृतँ स्मर ॥ १७ ॥

---

હે પોષક, એક રૂષી, યમ, સૂર્ય, પ્રજાપતિ, તમારા બધા કિરણ ગોઠવો, તેજ એકત્ર કરો. કે જેથી તમારૂં પરમ કલ્યાણકારક રૂપ હું જોઈ શકું જે આ પુરૂષ છે તે હું છું. ૧૬.

પ્રાણ અમર જીવનરૂપ છે. શરીરનું પરિણામ ભસ્મ છે. હે શક્તિ યાદ કર, જે કર્યું તે યાદ કર હે શક્તિ, જે કર્યું તે યાદ કર. ૧૭.

अग्ने नय सुपथा राये अस्मान्
विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां
ते नमउक्तिं विधेम ॥ १८ ॥

હે અગ્નિદેવ! આપ સર્વ કર્મને જાણનાર છો તેથી અમને ઇષ્ટ પ્રાપ્તિ માટે સુખકર માર્ગ તરફ લઇ જાઓ, અમને કુટીલ પાપથી દૂર રાખો. અમે ઘણા નમસ્કાર વચનથી આપની સેવા કરીએ છીએ. ૧૮.



# બ્રહ્મનિષ્ઠ મહર્ષિ શ્રીઅરવિંદઘોષનું ભાષ્ય.



ઉપનિષદનું જ્ઞાન સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યને ઉપયોગી નથી, પણ જેને વેદંવેદાન્તના વિચારોનો કાંઇક પરિચય થયો હોય, સત્યનો પણ કાંઇક અનુભવ થયો હોય, તેને જ્ઞાન પ્રકાશ આપે છે. તેથી સત્ય સમજાવવાની તેની રીત સામાન્ય બુદ્ધિવાળા મનુષ્યને સ્પષ્ટ અને સુલભ લાગતી નથી. ઉપનિષદમાં માત્ર અનુભવના ઉદ્દ્ગાર છે.

ઇશોપનિષદમાં દરેક મંત્રમાં ઘણાં ઉત્તમ, ગંભીર અને વિશાલ અર્થ સમાયેલા છે, પણ તે કોઇ મંત્રમાં સ્પષ્ટ બતાવેલ નથી. તેમાં જે તર્કની જરૂર છે, તેની પણ માત્ર સૂચના કરી છે. અધિકાધિક જ્ઞાન આપી શ્રોતાને તે પોતાના સ્વરૂપમાં ઘટાવી અનુભવથી નિશ્ચય કરવાનું કહે છે. માત્ર માનસિક તર્કથી તેના વિચાર સમજાય તેવા નથી.

વર્તમાનકાળના મનુષ્યને ઉપનિષદની આ જ્ઞાન-પદ્ધતિ અનુકૂલ આવતી નથી. વળી તેથી સત્યજ્ઞાન મળશે એવી પણ તેની ખાત્રી થતી નથી. તેથી ઉપ-

નિષદના વિચાર સ્પષ્ટ રીતે તેના સત્ય સ્વરૂપમાં બતાવવાની જરૂર લાગે છે. તેના રહસ્યને ખુલ્લું કરી, તેમા રહેલી ગર્ભિત સૂચનાઓ અને અમૂલ્ય વિશાળ અર્થને બહાર લાવવાની જરૂર લાગે છે.

## ઉપનિષદ્‌નો હેતુ.

આ ઉપનિષદનો હેતુ બધા વિરોધી સ્વભાવનું ઐક્ય કરી બતાવવાનો છે. તેના મુખ્ય ૪ ભાગ કરી શકાય છે.

**પહેલો ભાગ**—પહેલા ભાગમાં એક ઇશ્વરનું અસ્તિત્વ સૂચવી, તે ઇશ્વર નામ રૂપ અને ક્રિયાવાળા જગતમાં વ્યાપી, તેને ધારણ કરી રહેલ છે એમ કહે છે (મંત્ર ૧ પૂર્વાર્ધ). આ સત્યને આધારે મનુષ્યજીવન પ્રભુમય થઇ શકે છે અને નિષ્કામ વૃત્તિથી સર્વમાં અનાસક્ત થઇ સર્વનો આનંદ લઇ શકાય છે (મંત્ર ૧ ઉત્તરાર્ધ). આ પ્રમાણે પૂર્ણ સ્વતંત્ર થયા પછી પ્રભુ સાથે એક થયા પછી તેની વિવિધ ક્રિયાનો પણ અનુભવ લીધા પછી, કર્મ

અને શરીરયાત્રા પણ ઉપયોગી છે એમ બતાવે છે (મંત્ર ૨). એકને અનેક રૂપમાં ન જોઇ શકાય, અજ્ઞાનનું આવરણ ન મટાડી શકાય તો મૃત્યુ પછી અસૂર્ય લોક એટલે અજ્ઞાનમય દશા પ્રાપ્ત થાય છે. ( મંત્ર ૩ ).

**બીજો ભાગ**—અહીં પહેલા મંત્ર ઉપર ફરીથી વિચાર કરી ખુલાસો કરેલ છે. ઇશ્વરનું અવિકારી સ્વરૂપ અને તેની અનંત ક્રિયા એક બ્રહ્મ સ્વરૂપ છે. તેનું અવિકારીપણું તેનું ઉત્તમ સત્ય છે. તે સર્વમાં વ્યાપી સર્વને ધારણ કરી રહેલ છે. ( મંત્ર ૪–૫ ). દરેક જીવનો ખરો પુરુષાર્થ એકાત્મજ્ઞાન અનુભવી, સર્વાત્મા થઇ, સર્વથી અતીત પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી પ્રાણીઓ સાથે પણ એક જીવન કરી શોક મોહથી છુટવામાં રહેલ છે. (મંત્ર ૬–૭).

**ત્રીજો ભાગ**—ત્રીજા ભાગમાં મનુષ્ય જીવનનું રહસ્ય અને કર્મનો ઉપયોગ બતાવેલ છે. કર્મ પણ ઇશ્વરેચ્છાનુસાર કેમ થાય તે સમજાવેલ છે. ઇશ્વર જગતરૂપે કેવી રીતે પરિણામ પામે છે, એક સ્વરૂ-

પમાંથી અનેક કેમ થાય છે, તે સમજાવીને તેની સત્તાથી જ, તેની ઇચ્છાથી જ, બધુ જીવન નિયમમાં ચાલે છે તે સ્પષ્ટ કરે છે (મંત્ર ૮). વિદ્યા અને અવિદ્યા, નિર્ગુણ અને સગુણ બન્ને સ્વરૂપની સમજણ આત્મજ્ઞાનમાં જરૂરી છે કે જે જ્ઞાનથી મૃત્યુ-લોકના જીવો અમર થઇ જાય છે. (મંત્ર ૯ થી ૧૪).

**ચોથો ભાગ**–આમાં સૃષ્ટિઓનો વિચાર છે. સૂર્ય અને અગ્નિના રૂપક આપી પરમ સત્ય અને મોક્ષ વચ્ચે શું સંબંધ છે, (મંત્ર ૧૫–૧૬). જન્મ શું છે, (મંત્ર ૧૭). અને જન્મ અને મરણ પછીની સ્થિતિ વચ્ચે શું સંબંધ છે, તે સમજાવે છે. (મંત્ર ૧૮).



# ભાગ પહેલો.

## મંત્ર ૧-૨-૩.

જગતનું કારણ-ઈશ્વર અને જગત્, એટલે આત્મા અને પ્રકૃતિનો વિચાર કરી તેઓનો સંબંધ નક્કી થાય છે.

જગત્-સર્વ જગત્ એક ઈશ્વરે પોતાના સ્વરૂપમાં કરેલ ક્રીડાથી ઉત્પન્ન થયું છે. તે ક્રીડાથી થયેલ નામ અને રૂપ વિકારી અને પરિણામી છે. તેની નિત્યતા માત્ર પરિણામી નિત્યતા છે. અનેક રૂપ વચ્ચે અન્યોઅન્ય સંબંધ કરવો તે તે ક્રીડાનો સ્વભાવ છે.

જગતમાં દરેક વસ્તુ જગતની ક્રિયાનું બાહ્ય રૂપ બતાવે છે, છતાં દરેકમાં આખું જગત સમાયેલું છે, અણુ અને વિભુ એક છે, છતાં ક્રિયા વિવિધ પ્રકારની હોવાથી જગતમાં જગત, ક્રિયામાં ક્રિયા, એમ ભાગ થાય છે. તેથી જીવમાં જગતનો સ્વભાવ આવે છે. તેનું જીવન જગતથી ચાલે છે. જગતના સ્વભાવ પ્રમાણે જીવનો સ્વભાવ બને છે.

**ઈશ્વર**–ઇશ્વર સર્વ ક્રિયાના સ્વામી છે, એક નિર્વિકારી, નિત્ય મુક્ત, નિશ્ચલ છે. દશ્ય જગત અને તેની ક્રીડા ઈશ્વરના ભોગ માટે છે. તે ઈશ્વર એક છતાં પોતાના અનેક ભુવનમાં અનેક રૂપે રહે છે. દરેક વસ્તુમાં તેમ જ વસ્તુના સમુદાયમાં તે રહે છે. સમસ્ત જગતમાં તેમ જ દરેક પ્રાણીમાં–દરેક ક્રિયામાં–જગતના દરેક દશ્યમાં રહે છે. તે એક ઇશ્વરના ભાગ થતા નથી તેથી દરેક વસ્તુમાં પોતાના સમગ્ર સ્વરૂપે રહે છે. દરેક વસ્તુની અનેક પ્રકારની ક્રીડા તે તેની ચિત્ શક્તિનો પ્રભાવ છે. તેથી દરેક મનુષ્ય મૂલ–શુદ્ધ–સ્વરૂપે બધાં પ્રાણીઓ સાથે એક છે, મુક્ત છે, નિત્ય છે, અવિકારી છે, પ્રકૃતિનો સ્વામી છે.

**અવિદ્યા**–ઇશ્વર સર્વત્ર રહેવાનું કારણ સર્વનો આનંદ લેવો, ઉપભોગ કરવો તે છે. જગતમાં ઇશ્વરનો વાસ જગતનો આનંદ અને ઉપભોગ લેવા માટે છે. મનુષ્ય મૂલ સ્વરૂપે ઇશ્વર હોવાથી મુક્ત છે, છતાં બદ્ધ હોય તેમ દેખાય છે. બીજાથી

વિભક્ત દેખાય છે. પ્રકૃતિને તાબે થઈ જાય છે. પ્રકૃતિના ગુણને આધીન થાય છે. મરણને શરણ થાય છે. શોક અને મોહમાં ડુબે છે. તેના જીવનનો હેતુ પણ જગતનો આનંદ અને ઉપભોગ લેવાનો છે પણ પોતાની અલ્પ શક્તિથી તે ભોગવી શકતો નથી. આ વિરુદ્ધ સ્વભાવ મનુષ્યમાં અવિદ્યાથી આવે છે. તે આત્માના સ્વરૂપના અજ્ઞાનથી આવે છે. એ અજ્ઞાનનું મૂળ અહંકાર છે.

અહુંકાર-ઈશ્વર વિદ્યા અને અવિદ્યા નામની પોતાની બે પ્રકારની શક્તિથી પોતાનું એક રૂપ અને એક જ્ઞાન છોડ્યા વગર અનેક રૂપે અને અનેક સ્વભાવે પણ રહે છે. તે દરેક રૂપનું દરેક સ્વભાવનું તેને જ્ઞાન છે. તે અજ્ઞાનથી બંધાતો નથી, છતાં ક્રીડા વખતે મનની અંદર, જ્ઞાનને પોતાના તપથી એકાગ્ર કરી ક્રિયામય-દૃશ્ય બની જાય છે. તે વખતે જ્ઞાન પાછળ રહે છે. મનની પાછળ ઢંકાઈ જાય છે. તેથી મનના સંસર્ગથી મનને જે દેખાય તેજ સાચું મનાય છે. દૃષ્ટાનું સ્વરૂપ પણ દૃશ્યના

દૃષ્ટિબિંદુથી મનુષ્ય નક્કી કરે છે. દરેક વસ્તુ પ્રભુએ જગતમાં કરેલ ક્રિયાનું બાહ્ય રૂપ છે, તે તેને ખબર પડતી નથી. દરેક જીવ જાણે સ્વતંત્ર હોય તેવો દેખાય છે. દરેક જીવ એક બીજાથી જુદા હોય તેવો ભાસ થાય છે. સર્વમાં રહેલ એક આત્મદેવ પણ સર્વમાં વિભક્ત હોય તેમ માને છે. અવિદ્યાના આ સ્વભાવથી બધું સત્ય અસત્ય થઈ જાય છે. આ અહંકાર છે. જીવ સર્વથી જુદો નહિ છતાં જુદો બતાવવો તે અહંકારનો સ્વભાવ છે. આ પ્રમાણે વિભક્ત થવાથી જીવ જગત સાથે એક થઈ શકતો નથી, તેનો આનંદ લઈ શકતો નથી. અહંકારને પણ આનંદ અને ઉપભોગની ઇચ્છા રહે છે. અહંકાર અપૂર્ણ છતાં, તેને સત્યજ્ઞાન ન હોવા છતાં, પોતાને ઈશ્વર માની બેસે છે. તેનાં પરિણામમાં બીજાના અહંકાર સાથે વિરોધ, મન અને શરીરના દુઃખ, નબળાઈ, અશક્તિ, અજ્ઞાન દેખાય છે. કામ ક્રોધમાં શક્તિનો નકામો વ્યય થવાથી જીવ મરણને શરણ થાય છે. પરાધીનતાનો મૂળ હેતુ કામ છે, તેનાથી વિક્ષેપ અને દુઃખ

થાય છે. જે મુક્ત છે, ઈશ્વર છે તેને કામનાઓ થતી નથી. તે પોતે જ પોતાને સર્વમાં વ્યાપેલ જોઈ સર્વનો આનંદ લે છે.

**પ્રભુમય જીવન**—જગતમાં સર્વ વસ્તુઓનો આનંદ લેવો તે જગતની રચનાનો હેતુ છે, પણ તે આનંદ છૂટથી લઈ શકાય તે માટે ચિદ્દવૃત્તિનો વિક્ષેપ શમાવી, નિષ્કામ, અનાસક્ત થવું પહેલું જરૂરનું છે. સંસારનો ત્યાગ કરવો કે શરીરને દુઃખ દેવું તે અનાસક્તિ કહેવાતી નથી. પણ દરેક વસ્તુના નામ અને રૂપથી મોહ ન પામી, તેના સ્વાદની લાલચથી પોતાના સ્વરૂપને મુક્ત કરવું તે અનાસક્તિ કહેવાય છે.

આ મુક્તિ અહંકાર નિર્મૂળ કરવાથી અને કામનાઓ છોડવાથી આવે છે. આનો ખરો અર્થ એ છે કે આપણે જગતના એકે સ્વાદમાં લલચાવું નહિ. બીજાના ધનની, બીજાની સમૃદ્ધિની ઇચ્છા કરવી નહિ, અંતઃકરણની વૃત્તિઓમાંથી લોભ તદ્દન કાઢી નાંખવો.

આ મનોદશા એકાત્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે, કારણ કે ઉપર કહ્યું તેમ બધાનો આત્મા એક આત્મા છે, એક ઈશ્વર સ્વરૂપ છે. દરેક વસ્તુ સ્વતંત્ર હોય તેવો માત્ર દેખાવ થાય છે, છતાં દરેક ઈશ્વરમાં રહે છે, ઈશ્વરથી રહે છે, તેનાથી સ્વતંત્ર રહી શકતી નથી. તેથી અહંકાર છોડી પોતાના સ્વરૂપમાં સ્થિર થવાથી, ગુણાતીત થવાથી, એકાત્મજ્ઞાનથી આપણને સમસ્ત જગતનું જ્ઞાન થાય છે. તેનો આનંદ મળે છે. આ આનંદ શરીર, પ્રાણ અને મનને સંતોષ થાય તેવો હોવો જોઇએ એ ખાસ જરૂરી નથી. ઈશ્વર સાથે એક થતાં દરેક વસ્તુઓનો અનેક પ્રકારે છૂટથી આનંદ મળવાનો સંભવ હોવાથી આપણી માનસિક કામનાઓથી મળતા શુષ્ક સ્વાદની જરૂર રહેતી નથી. બધાનું જીવન આપણા જીવન સાથે એક છે એમ અનુભવ થયા પછી બધાના જીવનનો આનંદ આપણને મળે છે, આપણામાં મળે છે. જગતની સર્વ ક્રિયાના સ્વામી ઈશ્વરનો આનંદ પણ મળે છે. આ પરમ આનંદ અને સર્વ આનંદ

મેળવી મનુષ્ય આત્મસ્વરૂપે સ્વતંત્ર થાય છે. તેથી જગતમાં રહી ઈશ્વરે રચેલ જગતમાં દરેક વસ્તુની રચનાનો આનંદ–દરેકની ક્રિયાનો આનન્દ–પણ તે લઈ શકે છે.

**કર્મનો ઉપયોગ**–આવા મોક્ષ માટે કર્મ છોડવાં જ જોઇએ એમ નથી. ક્રિયામાં ભાગ ન લેતા હોય તેવા ક્રિયાના સાક્ષી નિર્ગુણ સ્વરૂપનો જ આનન્દ માત્ર આ પ્રકારના મોક્ષમાં મળતો નથી. ઉલટું જગતમાં દરેક કાર્ય કરવાની શક્તિ રાખવાથી અને દરેક કર્મ કરવાથી જ મુક્તિ પરિપૂર્ણ થાય છે. ક્રિયાત્મક બ્રહ્મ જગતમાં ક્રિયાથી જ પોતાનું પૂર્ણ સ્વરૂપ બતાવે છે, તેથી મનુષ્યે પણ કર્મ કરીને જ પૂર્ણ થવું જોઇએ. તે સિવાય બીજો ઉત્તમ માર્ગ નથી. કારણ કે મનુષ્ય કોઈ કર્મ ન કરે તોપણ તે દશાની પણ જગતમાં અસર થાય છે. આ શરીરમાં રહીને અથવા ગમે તે શરીરમાં રહેવા છતાં કર્મ ન કરવું, દેહભાનથી મુક્ત થવું, તે ધ્યેય હોઈ શકે નહિ. કર્મ ત્યાગથી જ મોક્ષ

મળે છે એમ માનવું તે અજ્ઞાન છે. તે મનુષ્ય જ્ઞાન અને ક્રિયાનો સંબંધ જાણતો નથી. મુક્ત દશા અને કર્મ વચ્ચે શું સંબંધ છે તે ન સમજવાથી કર્મત્યાગની ઇચ્છા થાય છે. સામાન્ય માન્યતા એવી છે કે કર્મ કરતા મનુષ્યને કામના હોવી જ જોઇએ. તેને પ્રેરતી અને કર્મ કરતી પ્રકૃતિને તે વશ હોવો જ જોઇએ. પણ આ માત્ર દેખાવ છે. આ સ્થિતિ સર્વત્ર સત્ય નથી. કામ એ માત્ર એક મનોવૃત્તિ છે. તે અજ્ઞાનથી કામ્ય વસ્તુઓ તરફ દોડે છે. વસ્તુરૂપે, નામરૂપે આવિર્ભાવ થયેલ બ્રહ્મનો આનંદ તે લઇ શકતી નથી. અજ્ઞાન નિર્મૂળ થયા પછી કામને વશ થયા વગર મનુષ્ય કર્મ કરી શકે છે.

પ્રકૃતિ કે જે કર્મ કરે છે તે ઈશ્વરને પરાધીન છે. ઈશ્વર સ્વતંત્રતાથી પોતાનું સ્વરૂપ પ્રકૃતિમાં લાવે છે. તેથી પ્રકૃતિથી પર અતીત થવાથી પ્રકૃતિના સ્વામી પ્રભુ સાથે એક થવાથી જીવેચ્છા છોડ-વાથી–ઇશ્વરેચ્છાને અનુસરવાથી ઈશ્વરના સ્વાભાવિક ઐશ્વર્યના નિયમ પ્રમાણે કર્મ થઇ શકે છે. આપણા

કર્મ પ્રભુ કરતા હોવાથી તે તેને અર્પણ કરી તેના ઐશ્વર્યને આપણી જવાબદારી સોંપી દેવી જોઇએ. કર્મજાળ પ્રકૃતિમાં રહેલાને બાંધે છે, આત્માને બંધન કરતી નથી. આત્મા પોતે પોતાને બરાબર ઓળખે ત્યાર પછી કર્મના પરિણામથી તે વશ થતો હોય તેવો દેખાવ પણ બંધ થાય છે. તેથી મોક્ષ માટે પુરુષાર્થ કરવામાં કર્મત્યાગની જરૂર નથી. ક્રિયામાં ક્રિયાધીન થવાનો સ્વભાવ ફેરવવાથી સર્વ વસ્તુઓના સ્વામી આત્મદેવ કે જે ઈશ્વર છે, તેને બરાબર ઓળખવાથી જીવન પરિપૂર્ણ થાય છે.

**પરલોક**–શરીર છૂટવા માત્રથીજ ક્રિયા બંધ પડતી નથી. આ જગતના ધર્મથી માત્ર બીજા પ્રકારના ધર્મવાળા લોકમાં જીવ જાય છે. આ પરલોક કાંઈ અંધારાવાળા અથવા તેજવાલા હોય છે. અજ્ઞાનમય કાર્યમાં આસક્ત રહેવાથી, આત્મવિકાસને પરાણે આડે આવવાથી, પાપકર્મથી, જીવને અજ્ઞાનમય દશા પ્રાપ્ત થાય છે. તે આનંદકારક મુક્ત સત્ય દશાને પ્રાપ્ત થતો નથી.

# ભાગ બીજો.

## મંત્ર ૪-૫-૬-૭.

**બ્રહ્મ**-સર્વ બ્રહ્મ છે. ઈશ્વર અને જગત્ પૃથક્ જણાતા છતાં વાસ્તવિક રીતે પૃથક્ નથી પણ બંને એક બ્રહ્મસ્વરૂપ છે.

**અનેજદેકમ્**-એક અવિકારી ઈશ્વરજ એક અવિકારી કૂટસ્થ નિત્યસ્વરૂપ છે. તે પોતેજ એક છે તેનું કારણ તેના સિવાય બીજું કાંઈ નથી. વ્યક્ત અને અવ્યક્ત બંને તેનું સ્વરૂપ છે. તે અવિકારી છે તેનું કારણ દરેક વિકાર દેશ અને કાળને આધીન રહે છે અને ઈશ્વર દેશ કાળથી અતીત છે. ઈશ્વરમાં ભૂત વર્તમાન અને ભવિષ્ય જગત્ રહેલું છે તેથી તેનામાં વધઘટ થતી નથી. તે કાર્યકારણ બંને ભાવથી અતીત છે તેથી તેના સ્વરૂપમાં કાંઈ ફેરફાર થતો નથી.

**મનસો જવીયો**-મનથી પણ અતિચંચળ છે. દેશ અને કાળમાં થતી ઈશ્વરના ચિત્‌ની ક્રિયાને સંસાર

અથવા જગત્ કહે છે. તેનો ધર્મ, તેનો હેતુ પોતાના સ્વરૂપનો વિકાસ કરવાનો છે. તેના ચાલવાથી જ સંસાર નભે છે, તે ન ચાલે તો સંસાર બંધ પડે છે. પણ તેની ક્રિયા જડ નથી. તેપણ એકજ ચિત્‌ની ક્રિયા છે. તે ચિત્ પોતાના સ્વભાવથી અનેક પ્રકારના ભાવ ઉત્પન્ન કરી એક અને અનેક રૂપ થાય છે. દેશ કાળ અને વસ્તુથી બાધિત થાય છે. આ બધું દૃશ્ય એકજ ચિતનું પરિણામ હોવાથી સત્ય છે પણ તે કલ્પિત સત્ય છે. જેમ એક કવિના મનના તરંગો પણ તેના મનના રૂપ છે, સત્ય છે, પણ જેટલું તેનું મન સત્ય છે તેટલા તે સત્ય નથી અથવા બીજી કોઈ સત્ય વસ્તુ જેટલા સત્ય નથી તેમ સંસાર ઈશ્વિરસ્વરૂપના તરંગ રૂપ છે. આ દૃષ્ટાંત થોડે ઘણે અંશે ઘટે છે.

પણ મનથી જગત્ ઉત્પન્ન થતું નથી. મનથી પણ અતિ વધારે ચંચળ અતિ વધારે સ્વતંત્ર શક્તિથી બધું ઉત્પન્ન થાય છે. તે શુદ્ધ, સર્વવ્યાપક,

સર્વજ્ઞ, સર્વાતીત, મુક્ત ઈશ્વરની છે, કે જે કોઈ ધર્મથી બંધાતા નથી. દેવલોકના ધર્મ પણ તેની અમુક વખતની ક્રીડા છે. દેવલોક આપણાથી ઉત્તમ છતાં નિત્ય નથી, દેવો ક્રિયાના નિયંતા છે, કર્તાના નિયંતા નથી; તેથી દેવો પોતાના કાર્યક્રમ પ્રમાણેજ વર્તે છે, પણ મહાદેવ ઈશ્વર છે. તે સ્વતંત્ર છે. તે પોતાની ક્રિયાથી પણ બંધાતા નથી.

**तदेजति तन्नेजति**–તે ચાલે છે તે ચાલતા નથી. જગત ચક્ર, અવિકારી નિત્ય, સ્વસ્થ, કૂટસ્થ ઈશ્વરનું ચક્ર છે. તેના નિત્ય અચળ સ્વરૂપમાં અનેક દૃશ્ય થાય છે તેથી ચંચળતા જણાય છે. ચોથા મંત્રનો આ અર્થ છે.

### અનેક થવાનું કારણ.

જો એકુજ સત્ય છે તો બીજા અનેક પણ અસત્ય નથી. જગત માત્ર મનની કલ્પના નથી. એક સ્વરૂપ દરેક વસ્તુનું નિત્ય રૂપ છે. અનેક રૂપ એક સ્વરૂપની જ ક્રીડા છે. તેથી એક સ્વરૂપનું જ્ઞાન વિદ્યા કહેવાય છે. અનેકનું જ્ઞાન અવિદ્યા કહેવાય છે. પણ અનેક પણ

મિથ્યા નથી. માત્ર જ્યારે રૂપ તેના એક સ્વરૂપને રૂપ તરીકે જોવાતા નથી ત્યારે જ મિથ્યા હોય તેવા જણાય છે. બ્રહ્મ એક છે એટલે સંખ્યાવાચક એક નહિ, પણ તત્ત્વદૃષ્ટિએ એક છે. સંખ્યાવાચક એકમાંથી અનેક થાય નહિ. અનેક ભાગ મળીને પણ એક બ્રહ્મ પણ થતું નથી. બ્રહ્મમાં વધઘટ થતી નથી, તેમ તેમાં વિભાગ પણ થતા નથી. જગતના અનેક રૂપ સમુદ્રના મોજા માફક એક બ્રહ્મ સ્વરૂપના ભાગ છે એમ કોઈ કહે છે પણ ખરી રીતે દરેક મોજું પણ સમુદ્રરૂપ છે. તેનું અનેકત્વ માત્ર સમુદ્રની બહારની ચંચળતાથી—ગતિથી જણાય છે. જેમ જગતની દરેક વસ્તુમાં આખું જગત છે તેમ દરેક જીવ પણ સમષ્ટિ દૃષ્ટિએ સમગ્ર બ્રહ્મસ્વરૂપ છે કે જેમાં જગત્ અને ઈશ્વર સમાઈ જાય છે. કારણ કે તે સ્વરૂપે એક છે. દેશ કાળ અને વસ્તુમાં વ્યાપેલ પણ એક છે તેથી અતીત પણ એક છે. સંખ્યાવાચક એક અને અનેક તેપણ તે એક વસ્તુના સત્યરૂપ છે. એક અને અનેક

અને એક ચિત્‌ના રૂપ છે. એક સચ્ચિદાનંદના ચિતની ઇચ્છા અને ક્રિયાશક્તિના રૂપ છે. ચિત્ પણ સત્‌નું ચિત્ છે. અસત્‌નું ચિત્ નથી. પોતે જેવો પોતાને જુએ છે તેવો બને છે. પોતાને દેશકાળથી અતીત જોવાની અપેક્ષાએ દેશકાળ રૂપ પણ પોતે બને છે.

અવસ્તુમાંથી વસ્તુ થતી નથી તેમ એક વસ્તુમાંથી બીજી થતી નથી, બ્રહ્મજ પોતે દેશ અને કાળમાં વ્યાપે છે. તેથી બ્રહ્મ પ્રજાપતિ કહેવાવ છે. ઉત્પત્તિ કાંઈ નવી બનાવટ નથી પણ ચિત્ પોતાનું રૂપ પોતાની પાસે પ્રકટ કરે છે. વ્યક્ત જગતમાં દરેક જીવ બ્રહ્મનું સ્વરૂપ છે. અને દરેક જીવ બ્રહ્મને અનેક પ્રકારે વ્યક્ત કરે છે. બ્રહ્મની અનેક ક્રીડા, દરેક જીવ સમગ્ર બ્રહ્મસ્વરૂપ છે.

બ્રહ્મ પોતાના સર્વાતીત ભાવમાં અને સર્વાત્મભાવમાં પોતાની પરા પ્રકૃતિથી તટસ્થ રહે છે, અને પોતાની અપરા પ્રકૃતિથી પરિચ્છિન્ન ભાવ

ધારણ કરી જીવને પોતાથી પૃથક્ કરે છે. ગુણરૂપને ગુણાતીતથી પૃથક્ કરે છે. આવી ત્રિગુણાત્મક પ્રકૃતિ ન હોય તો જીવ સર્વાતીત બ્રહ્મસ્વરૂપમાં લય થઇ જાય અને કોઇ જાતનું વિભક્ત જીવન ઉત્પન્ન થાય નહિ. જીવ અપરા પ્રકૃતિના પરિણામની અસરથી પોતાને બ્રહ્મથી વિભક્ત તેમજ બીજા જીવથી પણ વિભક્ત માને છે. પોતામાં રહેલ સર્વાત્મભાવ—અવિભક્ત ભાવ છોડી વિભક્ત જીવનમાં બંધાય છે. આવી રીતે જીવ પોતાના અહંકારથી વિભક્ત જીવનનો અનુભવ બ્રહ્મને આપે છે.

જીવ પોતાને બ્રહ્મથી વિભક્ત માને અથવા વિભક્ત અને અવિભક્ત બંને માને અથવા કેવળ અવિભક્ત માને એટલે કે દ્વૈત, દ્વૈતાદ્વૈત અથવા કેવલાદ્વૈત ગમે તે સંપ્રદાય સ્વીકારે પણ તે છતાં તે કદી પણ એક બ્રહ્મસ્વરૂપથી તદન સ્વતંત્ર પોતાને જાણી શકતો જ નથી કારણ કે જગતમાં અથવા તે ઉપરના કોઇ પણ ધર્મમાં જીવ બ્રહ્મથી સ્વતંત્ર હોય તેવી વસ્તુસ્થિતિ રહેલી જ નથી.

આ ત્રણે સંપ્રદાય બ્રહ્મદૃષ્ટિએ સમગ્ર ભાવે સત્ય છે. એક સંપ્રદાય છૂટો માનીએ તો અપૂર્ણ લાગે છે. તે ત્રણે સંપ્રદાય નક્કી કરે છે તેવું સ્વરૂપ એક સાથે કેવું હશે તેની કલ્પના પણ થઈ શકે તેમ નથી પણ સંપૂર્ણ બ્રહ્માનુભવમાં ત્રણેનો સાથે અનુભવ થઈ શકે છે.

અદ્વૈત સિદ્ધ કરવામાં પણ યાદ રાખવું જોઇએ કે તે આપણા મનના બધા મનોરથથી, બધી કલ્પનાથી અતીત છે. તેનું સ્વરૂપ મનની એકે કલ્પનાથી નક્કી થતું નથી. તે સર્વાતીત હોવાથી મનથી અતિ ચંચળ છે, મનથી પકડાતું નથી, આપણું મન સાપેક્ષિક વસ્તુને જ ગ્રહણ કરી શકે છે નિરપેક્ષ વસ્તુને કલ્પી શકતું નથી. તે માત્ર આ નહી તે નહિ, એમ નકારથી જેટલું તેનાથી કલ્પી શકાય તેનો નિષેધ કરી નિષેધ દૃષ્ટિએ જ સત્ય તરફ જઈ શકે છે. પણ સર્વાતીત સ્વરૂપ નિષેધરૂપ નથી કે તે તેવી રીતે જાણી શકાય. જેમ તે કાળથી અતીત છે તેમ કાળરૂપ પણ તે છે. અદ્વૈત પણ દ્વૈતની અપેક્ષાએ

અદ્વૈત છે. વિદ્યા અને અવિદ્યા બંને ચિતની નિત્ય શક્તિ છે. વિદ્યા અથવા અવિદ્યાથી જ તત્ત્વનું જ્ઞાન થતું નથી. ( મંત્ર ૯–૧૧ ) છતાં બધા ધર્મમાં એક સ્વરૂપ જ સર્વનો આશ્રય છે. તે સ્વતંત્ર છે. અનેકરૂપ તેવા નથી. એક અનેકને બનાવી અનેકને ધારણ કરે છે. અનેક એકને બનાવી એકને ધારણ કરતા નથી. તેથી આપણને અદ્વૈતાનુભવ ખાસ જરૂરનો છે. તે આપણો સ્વભાવ કરવાનો છે. અનેક આપણારૂપ છે. આપણા ભાવ છે એમ સમજવાનું છે. બધાનો આત્મા એક બ્રહ્મસ્વરૂપ છે એમ અનુભવી અનેક પણ બ્રહ્મના રૂપ છે એમ જોવાનું છે. ( **भूतानि...आत्मन्** ) પણ આત્મા એટલે સ્વરૂપ અને તેના કાર્ય તે તેનારૂપ તે બંને બ્રહ્મ છે. આપણે એમ ન કહી શકીએ કે સ્વરૂપ બ્રહ્મ છે અને તેનું રૂપ મિથ્યા છે. બંને સત્ય છે. એક આશ્રય છે, અનેક આશ્રિત છે. **धावतो-ऽन्यान्**, **देवान्** સત્‌સ્વરૂપે એટલે અચળ કૂટસ્થ સ્વરૂપે બ્રહ્મ પુરુષ છે, ઈશ્વર છે, પરમાત્મા છે,

ચિદ્‌રૂપે તે જ બ્રહ્મ ચંચળ વિકારી પ્રકૃતિરૂપ છે. તેને શક્તિ અથવા માયા પણ કહે છે. પુરુષ અને પ્રકૃતિની લીલાથી જ જગત ઉત્પન્ન થયું છે. દેવો બ્રહ્મના સમષ્ટિ અભિમાની પુરુષો છે, કે જે પ્રકૃતિની અનેક ક્રીડાને ભોગવે છે. બીજા સર્વ પ્રાણિમાત્ર છે કે જે બ્રહ્મના અનેક રૂપ છે. જગતમાં સર્વ, દેવલોક પણ, એક અચળ વસ્તુ તરફ આકર્ષાય છે. બ્રહ્મ ધ્યેય છે કારણ કે સર્વનું આદિ અને અંત તે છે. કારણ અને કાર્ય બંને તે છે. પણ પરમધ્યેય, અંતિમ લક્ષ્યની માત્ર કલ્પના જ થઈ શકે છે. કારણ કે બ્રહ્મ અનંત અને અતીત છે અને દેવો તેને પહોંચવા જતા બ્રહ્મ તેના ધ્યેયથી પણ અતીત હોય તેવું જણાય છે. જગતની કોઈ પણ વસ્તુ તેને બતાવી શકતી નથી કારણ કે તે ભાવાતીત છે. તે પરમ તત્ત્વ સામાન્ય વસ્તુની માફક જાણી શકાતું નથી કારણકે તેનાથી જ સર્વ વસ્તુ જણાય છે.

બ્રહ્મદૃષ્ટિએ બધું નિત્ય પ્રાપ્ત છે. પુરુષ પ્રયત્ન, પુરુષાર્થ તો ફક્ત દેશ અને કાળમાં થતો પ્રકૃતિનો ફેરફાર છે કે જે બ્રહ્મને નિત્ય પ્રાપ્ત છે. સર્વાત્મભાવે પણ બ્રહ્મ બધા વિકારથી પર છે. કાળથી અતીત હોવાથી ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળને આશ્રય આપે છે. તેથી તેને પોતાને કાળ વિશે વિચાર કરવાની જરૂર નથી. દેશથી અતીત હોવાથી કયો દેશ પ્રાપ્ત કરૂં તે ઇચ્છા તેને થતી નથી. વસ્તુથી અતીત હોવાથી કઈ વસ્તુ ભોગવું તે ઇચ્છા તેને રહેતી નથી. જીવ બ્રહ્મ થાય તે પહેલાં જ તેના સ્વરૂપમાં આ સ્થિતિ નિત્ય પ્રાપ્ત છે. **तस्मिन्नपो मातरिश्वा दधाति** તેમાં પ્રાણપતિ પ્રાણ ધારણ કરે છે. ત્યારે આ બધી ક્રીડાનું કારણ શું છે? આ ક્રીડા ઈશ્વરની ક્રીડા છે, સચ્ચિદાનંદનું ચિત્ છે. દરેક જીવનમાં ચિત્ એવી રીતે ગોઠવાયેલ છે કે તે તે તે ક્ષેત્રથી અતીત વસ્તુને પ્રકાશ કરે છે. તે પ્રભુની આનંદલીલા છે. પોતાને પૂર્ણ આનંદ નિત્ય પ્રાપ્ત છતાં તેવી લીલા કરે છે. તે વસ્તુતંત્ર

છે અને તેથી તે લીલાનું કારણ તે પોતે જાણે છે. તેનાથી વ્યતિરિક્ત કોઈ કારણ આપી શકાય નહિ. કારણનો વિચાર સાપેક્ષિક મનથી ઉદ્ભવે છે. જીવને દરેકનું કારણ સમજ્યા વગર ચાલતું નથી એવો તે પરાધીન છે. ઈશ્વર પરાધીન નથી સ્વાધીન છે. જીવમાં તેનું સ્વરૂપ ક્રમે ક્રમે વ્યક્ત થાય છે તેથી તેની દૃષ્ટિએ કારણનો વિચાર ઠીક છે. કારણ કે જેટલો તે વિકાસ પામે છે તેટલો તેની દૃષ્ટિએ જગતનો વિકાસ થયેલ માલુમ પડે છે. આ પ્રકારનો આત્મવિકાસ ચિત્તના ધર્મમાં રહેલોજ .છે. કારણ કે ચિત્ શુદ્ધ એકાકાર નથી તે સપ્તાકાર છે. એટલે કે તેના સ્વભાવમાંથી સાત ભાવ ઉત્પન્ન થાય છે. તે સાતની ક્રીડાથી જગત ઉત્પન્ન થાય છે. જગતની વિવિધ પ્રકૃતિ ચાલે છે, તેનો ગુણ ક્ષોભ થાય છે, બધા પ્રાણીમાત્ર જન્મ લે છે, સ્થિતિ પામે છે, લય થાય છે. આ બધી ક્રીડાનું ઉપાદાન કારણ પણ બ્રહ્મ છે. દેશ અને કાળમાં વ્યાપેલ બ્રહ્મ જગત કહેવાય છે. આ વ્યાપ્તિમાં બ્રહ્મ પ્રકૃતિરૂપ

થાય છે. બધી વસ્તુઓની શક્તિ બને છે. તેનો નીચેમાં નીચેનો લોક ભૂલોક અથવા અન્નમય કોશ છે. અન્નમય કોશને શક્તિ આપનાર બ્રહ્મ પ્રાણમય કોશ અથવા માતરિશ્વા કહેવાય છે કે જે બધાને પ્રાણ આપી, પ્રાણી બનાવી, બધાના પ્રાણ-જીવન થઇ બધાને ધારણ કરે છે. પ્રાણમય કોશને જે શક્તિ આપે છે તે મન છે. મનને આધારે પ્રાણ અનેક પ્રકારની ક્રિયા કરે છે.

**અપો**-જળ. જગતમાં ચિત્‌ના સાત પરિણામ થાય છે. ત્રણનો એટલે મન, પ્રાણ અને શરીરનો આપણને સાક્ષાત્ અનુભવ છે. તેટલુંજ આપણું જીવન હોય તેમ પહેલાં જણાય છે. તે ચળ છે, જન્મે છે, મરે છે, દરેક પ્રાણી **संभव** અથવા **संभूति** ( મંત્ર ૧૨-૧૪ ) એટલે વારંવાર જન્મ લે છે. જે જન્મે છે તે મરે છે. થયું તેનો લય થાય છે. તે એટલા માટે કે તેમાંથી નવું તૈયાર થાય. તેથી એવી સ્થિતિ ભોગવતા પ્રાણીઓના સ્થાનને મૃત્યુલોક કહે છે કે જેમાંથી પસાર થવું

જોઇએ અને જે ઓળંઘી જવું જોઇએ (મંત્ર ૧૧–૧૪) કારણ કે મન પ્રાણ અને શરીર એટલુંજ આપણું રૂપ નથી અને તેથી તે આપણું સ્વરૂપ નથી. મનથી ઉપર ત્રણ તત્ત્વ રહેલા છે તે સત્ ચિત્ અને આનન્દ છે.

સત્ આપણું સ્વરૂપ છે, શુદ્ધ છે, અનંત છે, અવિભાજ્ય છે, અવિકારી છે, શરીરના જે ધર્મ તેથી વિરુદ્ધ ધર્મ સત્‌માં છે.

ચિત્ શક્તિસ્વરૂપ છે. તે ક્રિયામાં તેમજ શાંતિમાં બંને સ્થિતિમાં સ્વતંત્ર છે. પોતાની ઇચ્છામાં સમ્રાટ્ જેવું છે. પ્રાણના જે ધર્મ તેથી વિરુદ્ધ ધર્મ ચિત્તમાં છે.

આનન્દ સુખસ્વરૂપ છે, તે આનન્દ શુદ્ધ સત્-સ્વરૂપ અને શક્તિમય ચિત્‌સ્વરૂપનો આનન્દ છે. મનના જે ધર્મ તેથી વિરુદ્ધ ધર્મ આનન્દના છે. મનનો આનન્દ સાપેક્ષિત છે. આનન્દનો આનન્દ નિરપેક્ષિત છે.

સચ્ચિદાનંદરૂપ આવું અદ્વૈત ઉત્તમ પ્રભુમય

જીવન સ્વતઃ સિદ્ધ છે, જન્મમરણથી અતીત છે તેથી તેને અમૃત કહે છે, મોક્ષ કહે છે, ત્યાં આપણો પુરુષાર્થ પરિપૂર્ણ થાય છે. તે અમૃત પી મૃત્યુથી છૂટતાં તે આનન્દ આપણો થાય છે.

(મંત્ર ૧૨-૧૪-૧૭-૧૮).

સચ્ચિદાનંદરૂપ ઉત્તમ પ્રભુમય જીવન અને મન, પ્રાણ અને શરીરનું મનુષ્યજીવન તે બંને વચ્ચે સાતમું તત્ત્વ વિજ્ઞાન છે, તે મન પ્રાણ અને શરીરને નિયમમાં રાખી સૌનું અંતર્યામી ચિત્ બને છે. તેને વેદમાં **सत्य** કહે છે, કારણ કે તેને બધી વસ્તુનું સત્ય જ્ઞાન છે, તેને **ऋतम्** પણ કહે છે કારણ કે તેનામાં પૂર્ણ ચિત્ શક્તિ છે, તેને **भग्नम्** કહે છે કારણે કે તે અતિ વિશાળ હોવાથી અનેક પ્રકારની ક્રિયા કરે છે.

વિજ્ઞાનના સત્ય સ્વભાવથી અથવા ચિત્‌ની જ્ઞાનશક્તિથી વિભક્ત જ્ઞાન અવિભક્ત—એક થાય છે. તેને અનેક ભાવનું પણ જ્ઞાન રહે છે. સચ્ચિદાનંદના ચિત્‌ની શક્તિને વિજ્ઞાન કહે છે.

ચિત્‌ના આ સાત ભાવને વેદના ઋષિઓએ સાત નદીનું રૂપક આપેલ છે. તેને ચિત્‌નો હૃદય સમુદ્ર કહેલ છે.

આ સાતે તત્ત્વ જગતમાં નિત્ય સાથે રહેલા છે તે એક બીજાથી પૃથક્ થઈ શકતા નથી પણ એક બીજામાં અંતર્ધાન થઈ શકે છે, આવિર્ભાવ તિરોભાવ થાય છે. જડ પદાર્થમાં પણ સાતે તત્ત્વ રહેલ છે અને ત્યાંથી ધીરે ધીરે વિકાસ પામે છે. દરેક કલ્પને અંતે સાતે, શુદ્ધ સત્‌સ્વરૂપમાં અવ્યક્ત પામી કલ્પની શરૂઆતમાં પાછા વ્યક્ત થાય છે. તેથી એકનો અનેકમાં અને અનેકનો એકમાં આવિર્ભાવ તિરોભાવ થાય છે, તે સંસાર ચક્રના ધર્મ છે.

**બ્રહ્મજ્ઞાન**

ઉપનિષદ્ બ્રહ્મને જગતમાં અને આપણામાં કેમ જોવું તે બતાવે છે. ( ઋગ્વેદ ૧૪–૫૮–૫ ) આપણે બ્રહ્મના નિર્ગુણ અને સગુણ બંને સ્વરૂપ જોવાં જોઇએ. તેના નિત્ય શાંત સરલ સ્વરૂપને તેમજ તેના ચંચળ વિકારી રૂપને પણ જાણવા જોઇએ.

દેશ અને કાળથી પરિચ્છિન્ન વસ્તુઓ પણ બ્રહ્મમય છે એમ જોવું જોઇએ. બ્રહ્મ સર્વથી અતીત છે, સર્વમાં છે, સર્વનો આશ્રય છે, સર્વ છે, તે બધા પ્રાણીઓના જીવન પોતાના અતીત ભાવથી ધારણ કરે છે, તે સર્વને જીવન આપે છે. જગતમાં પણ તે સર્વના અંતર્યામી છે. આ બ્રહ્મમાં સર્વાતીતભાવ-સર્વાત્મભાવ અને જીવભાવ ત્રણે સ્વભાવ છે. ઈશ્વર, જગત અને જીવ ત્રણે બ્રહ્મસ્વરૂપ છે. બધી વિદ્યા તેને જ સ્પષ્ટ કરે છે. તેના સાક્ષાત્કારથી પુરુષાર્થ પૂર્ણ થાય છે, અમરપદ મળે છે.

**આત્માનુભવઃ—**

બ્રહ્મ નિર્ગુણ સ્વરૂપે આત્મા છે. જગત્માં જે કાંઈ છે તે સર્વનો નિર્ગુણ આત્મા બ્રહ્મ છે. આપણામાં જે કાંઈ વિકાર પામે છે, મન, પ્રાણ, શરીર, સ્વભાવ, કર્મ તે આપણું નિર્ગુણ આત્મસ્વરૂપ નથી પણ તે આત્મશક્તિનો પ્રભાવ છે. તેને જગત્ કહે છે. તેથી જગતમાં જે કાંઈ છે, જડ ચેતન વગેરે, તે એક આત્મસ્વરૂપનાં રૂપ છે. બધા પ્રાણીઓ

એક અવિભક્ત જીવનરૂપ છે. આ સત્યનો દરેક પ્રાણીએ અનુભવ લેવાનો છે. આ સત્ય જે જીવ પરિપૂર્ણ અનુભવે છે, તે પૂર્ણ થાય છે, શુદ્ધ થાય છે, અહંકાર અને દ્વંદ્વથી મુક્ત થાય છે. પ્રભુની પ્રભુતા પ્રાપ્ત કરે છે.

**આત્મા.**

આપણે આત્મસ્વરૂપે બ્રહ્મ છીએ. તે અવિભક્ત સત્ સ્વયંપ્રકાશ જ્ઞાનસ્વરૂપ આનંદ સ્વરૂપ છે. જ્ઞાનમય અને આનંદમય તેનું જીવન છે. તે દેશ, કાળ અને વસ્તુથી અતીત છે.

**ત્રણ પ્રકારનો પુરુષ.***

આત્મસ્વભાવ ત્રણ ભાવ ધારણ કરે છે. પુરુષ અને પ્રકૃતિ વચ્ચે ત્રણ પ્રકારના સંબંધથી તેના ત્રણ ભાવ બને છે. એ ત્રણમાં પહેલો ભાવ અક્ષર કહેવાય છે. તે અચળ, અવિકારી છે. બીજો ક્ષર કહેવાય છે. તે ચળ અને વિકારી છે, અને ત્રીજો પર અથવા ઉત્તમ તે પરમ ઉત્કૃષ્ટ છે. ક્ષર પુરુષ

* ગીતા અધ્યાય ૧૬ (૧૬-૧૭).

પ્રકૃતિમાં રહી પ્રકૃતિના કાર્યને અનુમોદન આપી, તેમાં ભાગ લે છે. તેમાં મગ્ન થઈ રહે છે. તેમાં જ જન્મમરણ પામતો હોય, વધતો હોય, ઘટતો હોય તેમ દેખાય છે. આત્માનો ક્ષર ભાવ વિકારનો આનંદ લે છે, વિભક્ત જીવન અને દ્વંદ્વવાળુ પરિ-ણામી સુખ ભોગવે છે, તે છૂપી રીતે પોતાની સત્તાથી પોતાના વિકારને ગતિ આપતો છતાં તે પોતે વિ-કારની સત્તાથી ચાલતો હોય તેવો દેખાય છે. સુખ દુઃખ, સારૂં, નરસુ, ભોગવે છે છતાં તેને આધીન થયો હોય તેવો દેખાય છે. પ્રકૃતિના સહવાસથી ક્ષરભાવ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિ પણ તે ક્ષર આત્માના અનુમોદન પ્રમાણે વર્તે છે કારણ કે આત્માનું ઐશ્વર્ય તેનામાં નિત્ય રહેલ છે. અક્ષર પુરુષ નિર્ગુણ આત્મા છે. પ્રકૃતિના વિકારથી અસંગ છે. અવિકારી છે. શાંત છે. શુદ્ધ છે. સાક્ષી અનુમંતા અને ભર્તા છે. પ્રકૃતિની ક્રિયામાં ભાગ લેતો નથી પણ તેનાથી અસંગ રહી તેને જુએ છે. તે સંસારસમુદ્રમાં ડુબતો નથી. તે આત્મા આકા-

શની માફક શાંત છે. તે ચાલતો નથી, ફરતો નથી સંસારસમુદ્રના ચલનને જોયાજ કરે છે. અક્ષર સ્વરૂપ ક્ષરની નિત્ય મુક્ત દશા છે. પર પુરુષ અ-થવા પુરુષોત્તમ નિર્ગુણ અને સગુણ બંનેનો આનંદ લે છે, અક્રિયાત્મક અવિકારી શાંત અક્ષર સ્વરૂ-પનો તેમજ વિકારી ક્ષર રૂપનો આનંદ લે છે છતાં બેમાંથી એકેથી બંધાતો નથી અને બન્નેથી અતીત થઈ રહે છે. તે પરમેશ્વર છે. પરબ્રહ્મ છે. સર્વેશ્વર છે. તેનું સ્વરૂપ અચિન્ત્ય છે કારણ કે અગ્રાહ્ય છે. આ ઉત્તમ પુરુષ પુરુષોત્તમ એટલે ક્ષર અક્ષરથી પણ ઉત્તમ એવા આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારેજ પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

## પ્રકૃતિ અને પુરુષનો સંબંધ.

પુરુષ (અથવા આત્મા) પોતાની પ્રકૃતિથી સાત પ્રકારનો જીવભાવ ધારણ કરે છે.

(૧) અન્નમય કોશના તદાત્માધ્યાસથી આત્મા અન્નમય પુરુષ બને છે. તેમાંથી પથ્થર જેવું જીવન થાય છે.

(૨) પ્રાણમય કોશના તદાત્માધ્યાસથી આત્મા પ્રાણમય પુરુષ બને છે. તેમાંથી વૃક્ષ અને પશુ જેવું જીવન થાય છે.

(૩) મનોમય કોશના તદાત્માધ્યાસથી આત્મા મનોમય પુરુષ બને છે. તેમાંથી મનુષ્ય જીવન થાય છે.

(૪) મનથી ઉપર જે ચિત્ શક્તિરૂપ વિજ્ઞાન છે જેને વેદમાં સત્યમ્, ઋતમ્, બૃહત્ કહે છે તેના અધ્યાસથી તે વિજ્ઞાનમય પુરુષ અથવા મહત્ આત્મા બને છે. તેને છાંદોગ્ય ઉપનિષદ્‌માં ભૂમા કહે છે. તેમાંથી મહાત્માનું જીવન થાય છે.

(૫) તેની ઉપર સત્ ચિત્ આનંદમય પ્રભુના ચિત્ સ્વરૂપમાં આત્મા સર્વજ્ઞ ચૈતન્ય પુરુષ બને છે. તેમાંથી યોગીઓનું સિદ્ધિયુક્ત જીવન બને છે.

(૬) સચ્ચિદાનંદ પ્રભુના સત્ સ્વરૂપના પ્રધાન-પણાથી આત્મા શુદ્ધ આત્મસ્વરૂપ રહે છે તેને સત્પુરુષ કહે છે.

(૭) સચ્ચિદાનંદ પ્રભુના આનંદ સ્વરૂપમાં આત્મા

સર્વાતીત થઈ આનન્દમય થાય છે, તેને આનંદઘન પુરુષ કહે છે.

ઉપરના સાત પ્રકારના સાત લોકમાં ઈશ્વર વ્યાપી રહેલ છે અને મનુષ્ય પણ આત્મસ્વરૂપે ઈશ્વર હોવાથી તેને સાતે લોકનો સાથે અથવા ગમે તે એક લોકનો આનન્દ મળી શકે છે. અન્નમયથી ચડતા ચડતા આનન્દમય સુધી ગમે તે સ્થિતિનો આનન્દ લઈ શકે છે. ઈશ્વરની માફક સર્વ લોકમાં રમી શકે છે. આનન્દઘન થયા પછી તે ચૈતન્ય પુરુષ અને સત્પુરુષ પણ થઈ શકે છે.

**સચ્ચિદાનંદ.**

સચ્ચિદાનંદ તે પર પુરૂષ અથવા પુરૂષોત્તમ છે. તેનો સત્ ચિત્ અને આનંદવાળો સ્વભાવ તે પરા પ્રકૃતિ છે. મન પ્રાણ અને શરીરવાળા તેના ભાવ તે તેની અપરા પ્રકૃતિ છે. સચ્ચિદાનંદ પદ ઉપરનું અરધું જીવન છે, અમૃત છે. મન, પ્રાણ અને શરીરવાળા નીચેના ત્રણ લોક અપરાર્ધ છે. તે મૃત્યુલોક છે. શરીરમાં રહેલ મન અને પ્રાણ જન્મમ-

રણ પામે છે કારણ કે અજ્ઞાનથી તે સચ્ચિદાનંદનો અનુભવ લઈ શકતા નથી. સચ્ચિદાનંદનો અનુભવ થાય તો મન વિજ્ઞાન થાય છે, પ્રાણ ચૈતન્ય થાય છે અને શરીર સત્ સ્વરૂપ થાય છે. જ્યારે આ સ્થિતિ એક શરીરમાં અથવા એક જીંદગીમાં પ્રાપ્ત થઈ શકતી નથી ત્યારે જીવ ઉપરના લોકમાં અથવા ઉત્તમ જીવનમાં ચડીને સૂર્યલોક એટલે જેમાં જ્ઞાન પ્રકાશ હોય તેવા લોકમાં જઈ ( એટલે કે તેવું જીવન પ્રાપ્ત કરી ) પોતાને ઓળખી, ફરીથી પોતાનો વિકાસ ઉપરના સૂર્યલોકથી (વિજ્ઞાનથી) નીચેના અન્નમય અથવા ભૂલોક સુધી વ્યક્ત કરવા માટે શરીર લઈ ફરી ફરી જન્મે છે. એવી રીતે ધીરે ધીરે અન્નમયથી ચડતા ચડતા આનંદમય સુધી અથવા ભૂલોકથી ચડતા ચડતા સત્યલોક સુધી બધા પ્રકારના જીવનનો (લોકનો) અનુભવ અને આનંદ એક મનુષ્ય શરીરમાં વ્યક્ત કરી પુરુષ પુરુષોત્તમ બને તે જગતની રચનાનો હેતુ છે. સચ્ચિદાનંદના શુદ્ધ સ્વરૂપમાં અનંતકાળ સુધી જીવને લય થવું હોય

તો તે પણ બની શકે છે. પણ સચ્ચિદાનંદના સમગ્ર સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તેજ મનુષ્ય જીવનનો મુખ્ય હેતુ છે.

**આત્મસાક્ષાત્કાર કેમ થાય?**

સચ્ચિદાનંદ આત્માનું શુદ્ધ સ્વરૂપ છે તે જગતથી અતીત નિર્ગુણ ભાવે કૂટસ્થ થઈ રહી શકે છે અથવા ઈશ્વિરની માફક જગતના અંતર્યામી થઈ જગત ચલાવે છે.

ખરી રીતે તે બન્ને કાર્ય એકી વખતે કરે છે. (મંત્ર ૮).

ઈશ્વિર જગતમાં વ્યાપી વિરાટ પુરુષ બને છે તેને આઠમા મંત્રમાં પરિભૂ કહે છે. તે દરેક વસ્તુની દરેક ક્રિયામાં પ્રવેશ કરે છે. તે નામ અને રૂપનો આધાર છે એમ જ્ઞાની જાણે છે. અજ્ઞાની તેને નામરૂપવાળો જાણે છે. દરેક જીવનો આત્મા (જીવાત્મા) તે છે.

આપણી પરિચ્છિન્ન દૃષ્ટિએ પણ આત્મા સચ્ચિદાનંદ છે. મનથી અતીત છે પણ મનમાં તેનું પ્રતિ-

બિંબ પડવાથી જો મન શુદ્ધ, પવિત્ર અને શાંત હોય તો પ્રતિબિંબ પણ તેવું જ લાગે છે. મન અશુદ્ધ હોય, અપવિત્ર અશાંત હોય તો જીવ અજ્ઞાનની અસર નીચે પરાધીન થઈ જાય છે.

આપણા ચિત્‌ની દશા ઉપર આપણા જીવનનો આધાર છે. ચિત્ શુદ્ધ હોય તો શુદ્ધ જ્ઞાન મળે, અશુદ્ધ ચિત્‌થી અજ્ઞાન ઉત્પન્ન થાય છે. શુદ્ધ ચિત્‌થી શુદ્ધ ઇચ્છા ઉત્પન્ન થાય છે, અશુદ્ધ ચિત્‌થી કામક્રોધ ઉત્પન્ન થાય છે. શુદ્ધ ચિત્‌થી શુદ્ધ આનંદ મળે છે, અશુદ્ધ ચિત્‌થી પરિણામી સુખદુઃખના દ્વંદ્વ ભોગવવા પડે છે.

મનની અંદર અહંકાર જ ચિત્તને અશુદ્ધ કરે છે. અહંકાર આત્માને વિભક્ત અને પરિમિત કરે છે, પ્રકૃતિની ક્રિયા મન પ્રાણ અને શરીરવાળા વિભક્ત જીવનમાં પણ ચાલે છે. તે આત્માના પ્રતિબિંબથી આત્મા જેવી દેખાય છે તે જોઈ આત્મા પોતાને ભૂલી જાય છે અને પ્રકૃતિવશ થઈ ક્ષર પુરુષ બને છે અને તન્મય થવાથી બીજાથી વિભક્ત થાય છે.

પુરુષોત્તમ મટી પુરુષ થાય છે, સર્વાત્મભાવ છોડી જીવભાવ ધારણ કરે છે. પોતાનો સર્વાત્મભાવ અને સર્વાતીત ભાવ ભૂલી જાય છે.

આવી ભૂલ, નીચેના હલકા જીવનના સંસ્કારની ટેવથી થાય છે. અજ્ઞાન મનુષ્યના સ્વભાવમાં કાયમની વસ્તુ નથી. અજ્ઞાન ઓછું થયે અલ્પજ્ઞાન થાય છે અને તે વિકાસ પામી સર્વજ્ઞતા આવે છે. ત્યારેજ આત્મસાક્ષાત્કાર પૂર્ણ થાય છે.

જ્ઞાન શક્તિ અને આનંદની શરૂઆત એ આત્મ સાક્ષાત્કારની શરૂઆત છે એમ જાણવું.

**સર્વાત્મભાવ.**

આત્મ સાક્ષાત્કાર થયા પહેલા સર્વાત્મભાવ થવો જોઇએ. બધામાં પોતાને અને પોતામાં બધાને જોવા જોઇએ. તેનું પહેલું પગલું બધા ઉપર પ્રેમ દયા સહાનુભૂતિ પરોપકાર વિગેરે છે.

આવી જાતનું ઐક્ય તે સામાજીક ઐક્ય છે. જેમાં એક સમાજના એક પ્રકારના સ્વાર્થ માટે ઘણા મનુષ્ય એકસંપી જીવન ગાળે છે. તે ખરો સર્વા-

ત્મભાવ નથી. તેઓની દૃષ્ટિએ સામાજીક જીવન જ સત્ય છે અનેકત્વ સાચું છે. એકત્વ માત્ર અનેકત્વનું પરિણામ લાગે છે.

ખરૂં તત્ત્વજ્ઞાન એકત્વંના અનુભવથી આવે છે. બધાના શરીર એક શરીરરૂપ છે. બધાના પ્રાણ એક પ્રાણથી ચાલે છે. બધાના મન એક મનથી ચાલે છે, બધા રૂપ એક આત્મસ્વરૂપના રૂપ છે.

આત્મા પરમાત્મા છે, સચ્ચિદાનંદ છે એમ જયારે જણાય ત્યારે જ્ઞાન પૂર્ણ થાય છે. કારણ કે આપણે જોઇએ છીએ કે જેમ પ્રાણ ચાલે છે તે પ્રમાણે શરીર બંધાય છે. મન પ્રમાણે પ્રાણ ચાલે છે અને વિજ્ઞાન પ્રમાણે મન ચાલે છે. વિજ્ઞાન સચ્ચિદાનંદનો સ્વભાવ હોવાથી બધું સચ્ચિદાનંદમય છે. બધો પરપુરુષની પરાપ્રકૃતિનો ખેલ છે.

બધા શરીરમાં દેખાતો આત્મા એક સચ્ચિદાનંદ છે. તે જીવભાવે અનેક રૂપ લાગે છે. તેજ પ્રમાણે બધા મન, બધા પ્રાણ, બધા શરીર એક આત્માના જ રૂપ છે.

છઠા મંત્રમાં કહેલ છે કે પોતાને સર્વમાં અને સર્વને પોતામાં જોવા એ પ્રકારનો આ અનુભવ છે. તે પરમ મુક્તિ, પરમ શાંતિ અને પરમ આનંદનો આધાર છે.

જેમ જેમ આવા અનુભવથી આત્મસાક્ષાત્કાર પૂર્ણ થાય છે, ઘટ બને છે, વિશાળ થાય છે તેમ તેમ જીવની માનસિક જુગુપ્સા જતી રહે છે. સુખ, દુઃખ, ભય, ક્રોધ, બીક વિગેરે દ્વંદ્વ કે જે બીજાથી વિભક્ત અહંકારી જીવનમાં નડે છે તે અવિભક્ત એક સર્વાત્મભાવમાં નષ્ટ થાય છે. તે વખતે આત્માની શાંત સમાહિત સ્થિતિ, સમતા, પ્રાપ્ત છે.

**જગતમાં આત્મસાક્ષાત્કાર.**

સર્વાત્મભાવનું જ્ઞાન થાય તે પૂર્ણતા નથી. જે જાણ્યું તે મય થવું જોઇએ. પુરુષનું સમસ્ત જીવન એટલું ઉત્કૃષ્ટ થવું જોઇએ કે તે દરેક પ્રકારે એટલે સ્વરૂપે અને સ્વભાવે બરાબર પુરુષોત્તમ જેવો થવો જોઇએ.

સર્વાત્મભાવ જાણ્યા પછી (**एकत्वमनुपश्यतः**) અને

બધા વિચાર લાગણી મનોરથ દરેક વસ્તુના સત્ય જ્ઞાનથી (**विजानत:**) નિયમમાં લાવ્યા પછી પ્રભુની પ્રભુતા ભોગવવી જોઇએ એટલે કે જેમ એક સચ્ચિદાનંદ પ્રભુ પોતાનું એક સ્વરૂપ છોડ્યા વગર પોતાના અનેકરૂપ વ્યક્ત કરી પોતાની પ્રભુતાનો આનન્દ લે છે તેમ સર્વ ક્રિયા પોતાની કરી જીવન્મુક્ત પુરુષે ઈશ્વરનું ઐશ્વર્ય ભોગવવું જોઇએ. **सर्वाणि भूतानि आत्मैव अभूत्.** સર્વ પ્રાણી આત્મરૂપ થવા જોઇએ.

બીજા શબ્દોમાં કહીએ તો અહંકારી મનુષ્યની દૃષ્ટિ એવી છે કે જાણે જગતમાં અનંત પ્રાણીઓ વિભક્ત જીવન ગાળતા દેખાય છે. એક બીજાથી જુદા દેખાય છે. એક બીજામાંથી પોતાનો સ્વાર્થ સાધે છે. જગત પણ પોતાનો સ્વાર્થ સાધે છે. પ્રભુની દૃષ્ટિ, જગતના ઈશ્વરની દૃષ્ટિ, ઉલટી એવી છે કે પોતેજ સર્વમય પોતાને જુએ છે. અનેક રૂપ પણ પોતાના હોવાથી પોતેજ અનેકમાં રહેલ જુએ છે. તેથી સર્વને આશ્રય આપી સર્વનું નિષ્પક્ષપાતથી કલ્યાણ કરી સર્વને પોતાના અખંડ સ્વરૂપમાં લાવવા

માટે સૌનો ઉદ્ધાર કરી જગતમાં પોતે વ્યક્ત કરેલ સંસારચક્ર અનંત કાળથી ચલાવે છે. તેના આદિ અને અંત સચ્ચિદાનંદ અથવા અમરપદ છે. જગ-તરૂપે વ્યાપી જગતમાં રમવાનો ઈશ્વરનો આ હેતુ છે. તેથી મનુષ્યે પોતાની પરિમિત દૃષ્ટિ છોડી પ્રભુની અપરિમિત પ્રભુતા પ્રાપ્ત કરી પ્રભુસમાન થવું જોઇએ.

તેથી સર્વાતીત ભાવ–એક બ્રહ્મસ્વરૂપ–કે જે આપણો આત્મા છે તે જાણી **सोऽहम्** હું તેજ છું એમ અનુભવી એવા જ્ઞાનથી મળેલ શક્તિથી એક સ્વરૂપનો અનેકરૂપે પણ અનુભવ લઈ આત્મસાક્ષા-ત્કાર પૂર્ણ કરવો જોઇએ.

આવા સાક્ષાત્કાર ઉપર ઇશોપનિષદ્નો ખાસ આ-ગ્રહ છે. વિદ્યા અને અવિદ્યા એક અને અનેક બન્ને પોતાના કરી, જગતમાં રહેલ છતાં મરણ ભાવ મૂકી અમર ભાવથી જીવવું, અમરતાનું સ્વતંત્ર શાંતિપદ ભોગવતા છતાં સ્વતંત્ર રીતે જન્મ લઈ મનુષ્યરૂપે પ્રભુ થઈ આવવું તે ઇશોપનિષદ્નો આ દેશ છે. (મંત્ર ૯–૧૪)

આવા સાક્ષાત્કારમાં આપણા મન પ્રાણ અને શરીર ફેરવવા જોઇએ. મન પ્રાણ અને શરીર પણ છૂટા થઈ પોતાનો શુદ્ધ આનંદ એવા જીવન્મુક્તને આપે તેમ ફેરવવા જોઇએ. હૃદય જગતનો પ્રેમ અને આનંદ લઈ શકે તેવું કરવું જોઇએ, આપણું મન સર્વના મન સાથે એક કરવું લાંઇએ. આપણા પ્રાણ સર્વના પ્રાણ કરવા જોઇએ. સર્વ શક્તિ પોતાની કરી સમગ્ર ઐશ્વર્ય પ્રાપ્ત કરવું જોઇએ.

**ક્રિયાનો આનંદ.**

આવો સાક્ષાત્કાર પૂર્ણ આનંદ આપે છે. તેમાં દરેક ક્રિયાનો પણ આનંદ રહેલો હોય છે, ત્યાં દુઃખ અને દીલગીરી નથી.

ત્યાં મોહને અવકાશ નથી કારણ કે જીવાત્મા પરમાત્મા થવાથી તે પોતાના કાર્યથી બંધાતો નથી, કોઈ ક્રિયાને સ્વતંત્ર માનતો નથી. કોઈ વસ્તુ એવી ન લાગે કે જે પોતાને જોઈતી હોય. બધું ભોગવવાનું છે, બધું આનંદ માટે છે કારણ કે બધું આત્મસ્વરૂપ છે. આત્માને માટે છે. કોઈ વસ્તુ પોતે પોતાને

માટે નથી. કામ અને મોહ જતા રહે છે. મોહને બદલે જ્ઞાન આવે છે. કામને બદલે જગતમાં સર્વ રૂપે રમવાનો આનંદ આવે છે.

તેથી શોકને પણ અવકાશ નથી કારણ કે બધું સચ્ચિદાનંદમય લાગે છે અને તેથી અનંતશક્તિ અનંત સુખ મળે છે. દુઃખ અને શોક પણ તે આનંદના વિપરીત રૂપ લાગે છે. વિભક્ત જીવમાં તે આનંદ પણ વિભક્ત થઈ જાય છે. દુઃખ અને શોક તે આનંદ ભોગવી શકાય તેવી શક્તિ ઉત્પન્ન કરે છે. કારણ કે ઘણા પ્રકારનું દુઃખ ભોગવવાથી ઘણી શક્તિ આવે છે અને તેથી ઘણો આનંદ મળે છે. મનુષ્યજીવનમાં પણ તે આનંદના કિરણ જુદા રૂપમાં ભોગવાય છે. કારણ જે અસલ છે તેનીજ નકલ અનુભવમાં આવે છે.

તેથી જગતમાં ઈશ્વરનો અનુભવ થવાથી, સર્વ-મય થવાથી, પૂર્ણ બ્રહ્મજ્ઞાનથી ઇચ્છા જતી રહે છે. શોક અને મોહ જતા રહે ત્યારે શુદ્ધ નિર્ગુણ આત્માની શાંતિ ઉપરાંત સગુણ આત્માના રૂપના આનંદ એટલે જગતરૂપે ઈશ્વરનો આનંદ મળે છે.

## બીજા ભાગનો અંત.

તેથી બીજા ભાગમાં પહેલા મંત્રનો ખુલાસો છે તેમાં પૂર્વાર્ધ પ્રમાણે કહે છે કે જગતમાં જે કાંઈ છે તે બધું એક ઇશ્વિરસ્વરૂપ છે, દરેક વસ્તુમાં સમસ્ત જગત છે, દરેક ક્રિયામાં સમસ્ત ક્રિયા છે. સર્વાત્મભાવ અને સર્વાતીતભાવ પ્રાપ્ત થયે તેનો અનુભવ, થાય છે એટલુંજ નહી પણ મનુષ્યશરીરમાં પણ થાય છે. એક અનેકમાં અને અનેક એકમાં જોઈ શકાય છે અચળ અને ચલનો અનુભવ લઈ સર્વથી અતીત પણ રહેવાય છે. પહેલા મંત્રમાં ઉત્તરાર્ધમાં કહે છે. "ઇચ્છા મૂકી પ્રભુમય જીવન કરી પ્રભુતાનો આનંદ લે." આત્મસાક્ષાત્કારથી સ્વતંત્ર થઈ આત્મા સચ્ચિદાનંદ છે એમ અનુભવી, જગત તેનું રૂપ છે એમ જાણી જગતને સત્ય જ્ઞાનથી પોતાનું કરી અજ્ઞાન છોડવાનું કહે છે. કારણ કે તે અજ્ઞાન બધા સુખ દુઃખ શોક મોહનું કારણ છે. એ આ બીજા ભાગમાં સ્પષ્ટ કરેલ છે.

# ભાગ ત્રીજો.



મંત્ર ૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪.

કર્મનો ઉપયોગ આ ઉપનિષદે જે સામાન્ય શબ્દમાં જણાવ્યો, તે હવે વિશેષ શબ્દથી **ત્રીજા ભાગમાં** સ્પષ્ટ કરે છે. કર્મનો આધાર એક ઈશ્વરના અનુભવ ઉપર છે, એમ કહે છે. તે ઈશ્વર પર-પુરુષ છે; પુરુષત્વનું કારણ છે. તે પોતામાંથી અનંત કાળ સુધી જે જે પ્રકારનું જગત્ ઉત્પન્ન કરવાનું હોય તે પ્રમાણે જ્ઞાનશક્તિથી નિશ્ચય કરી પોતાની ક્રિયાશક્તિથી તે વ્યક્ત કરે છે.

ઉપનિષદ્ નિરાકાર, નિષ્ક્રિય અને નિર્ગુણ બ્રહ્મ જ પ્રતિપાદન કરે છે, એમ માનવું તે ભૂલ છે. ઉલટું, તે ક્રિયાત્મક અને અક્રિયાત્મક, પૌરુષેય અને અપૌરુષેય બન્ને ભાવનું અસ્તિત્વ બ્રહ્મમાં જણાવે છે. જ્યારે તેને અક્રિયાત્મક અપૌરુષેય ભાવે સમજાવે છે, ત્યારે તેને નાન્યતર જાતિયે "**તત્**" કહે છે. આ "**તત્**" પણ અપૌરુષેય નથી, એમ

કેન ઉપનિષદ્‌ના ત્રીજા અધ્યાય ઉપરથી પણ સ્પષ્ટ થાય છે. વળી જ્યારે તેજ બ્રહ્મને પુરુષ ભાવથી સંબોધન કરે છે, ત્યારે નર જાતિએ સઃ કહે છે અથવા દેવ, ઈશ્વર, પ્રભુ, પુરુષ કહે છે કે જેની ક્રિયાશક્તિ પ્રકૃતિ અથવા માયા કહેવાય છે.

બ્રહ્મ જ સર્વ છે એમ સર્વાતીત ભાવે સમજાવી હવે સર્વાત્મભાવે તેને ઉપનિષદ્ સ્પષ્ટ કરે છે. તે બ્રહ્મ સર્વત્ર વ્યાપેલ છે. (**पर्यगात्**) તે ઈશ્વર જ છે કે જેના નામથી આ ઉપનિષદ્ શરૂ થયેલ છે. તે સર્વમાં રહેલ છે. ૧૬ મા મંત્રમાં જેને પુરુષ કહે છે તે પણ તે છે. ( **यऽसौऽसौ पुरुषःसोऽहमस्मि ।** ) તે સર્વ દેશ કાળ અને વસ્તુરૂપે થયેલ છે. સર્વજ્ઞ છે સ્વતંત્ર છે, આત્મતંત્ર છે, પ્રભુ છે, જગતરૂપે અવતરેલ પોતાના રૂપનો ભોક્તા પણ છે. તેમાંથી જગત્ કેમ થયું તે ઉપનિષદ્ સમજાવે છે. તે ઉપ-રથી જ જન્મમરણની ઘટના સમજાય છે. એટલું જ નહિ, પણ અવિદ્યા, અજ્ઞાન શા માટે આવ્યાં, કર્મ શા માટે કરવાં તેનું કારણ પણ જણાઈ આવે છે.

**પુરુષોત્તમ:**—વેદમાં જેને સઃ, દેવઃ, અથવા **ઈશ્વરઃ** કહે છે, તે સામાન્ય દેવ પુરુષ નથી, દેવ પુરુષ સામાન્ય મનુષ્યથી જરા ઉત્કૃષ્ટ હોય તેવો અથવા જેને પુરુષ–વિશેષ કહે છે તેવો ઉત્તમ સ્વભાવવાળો મનાય છે. વેદાન્ત પુરુષને માને છે. ઇશ્વરને માને છે. પણ તેનું સ્વરૂપ તેવું પરિમિત છે એમ માનતું નથી ઈશ્વિર સચ્ચિદાનંદ છે, તે અનંત સ્વરૂપ છે, કે જેનો મુખ્ય સ્વભાવ સર્વજ્ઞતા છે. વળી તે સર્વજ્ઞતાનો ખાસ સ્વભાવ આનંદ છે. આનંદ અનેક પ્રકારનો થવાથી જગતરૂપે પરિણામ પામે છે. પણ આ અર્થ ગુણની સૃષ્ટિથી થયો છે. માત્ર ગુણથી જ દ્રવ્ય ઉત્પન્ન થતું નથી. ગુણ અવ્યક્ત છે, અપૌરુષેય છે તેમાંથી વ્યક્ત પુરુષ (દ્રવ્ય) ઉત્પન્ન થઈ શકે નહિ. સચ્ચિદાનંદનો સ્વભાવ અને તેનો ભાવ બંને બરાબર તપાસીએ તો આ વિષય સ્પષ્ટ થાય છે. તેના આનંદ સ્વભાવમાંથી પ્રેમભાવ ઉત્પન્ન થાય છે, તેના ચિત્ સ્વભાવમાંથી જ્ઞાન અને ક્રિયા શક્તિ ઉત્પન્ન થાય છે. તેના સત્

સ્વભાવમાંથી સદ્‌ભાવ અથવા પુરુષત્વ ઉત્પન્ન થાય છે. પણ પ્રેમી પુરુષ વગર પ્રેમભાવ રહી શકતો નથી, જ્ઞાની પુરુષ વગર જ્ઞાન રહી શકતું નથી, કર્મી પુરુષ વગર કર્મ રહી શકતું નથી, અને સદ્‌ભાવ પણ પુરુષત્વ ધારણ કર્યા વગર રહી શકતો નથી. તેનું કારણ એ છે કે મૂળ સચ્ચિદાનંદમાં પણ સત્ ચિત્ અને આનંદવાળા ગુણ ઉપરાંત તે ગુણનો ઉપયોગ કરનાર દ્રવ્ય એટલે પુરુષ રહેલ છે. આનંદમાં આનંદઘન પુરુષ છે, ચિત્‌માં ચૈતન્ય પુરુષ છે, સતમાં સત્પુરુષ છે. પણ આનંદ ચિત્ અને સત્ અને તેમનો ભોક્તા પુરુષ બધા બ્રહ્મસ્વરૂપ છે. ત્યાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય સર્વ બ્રહ્મસ્વરૂપ છે. પ્રેમી, પ્રેમ અને પ્રિય સર્વ બ્રહ્મ છે. ચિત્ અને આનંદના ચિત્ શક્તિથી બે પરિણામ થાય છે. નિર્ગુણ ભાવે તે શક્તિ આત્મનિષ્ઠ, દૂરસ્થ, રહે છે. સગુણ ભાવે જગદ્રૂપે વ્યાપે છે, નિર્ગુણ ભાવે તે શક્તિ બ્રહ્મને અક્રિયાત્મક રાખે છે, સગુણ ભાવે તેને ક્રિયાત્મક પણ કરે છે. તે શક્તિથી બ્રહ્મ પોતે

પોતામાંથી પોતાનું જે રૂપ વ્યક્ત કરે છે, તે જગત કહેવાય છે. બ્રહ્મનો ભાવજ ભુવનરૂપ થાય છે. જે થાય છે તે પણ બ્રહ્મ જ છે. પ્રેમની ચીજ જે પ્રિય છે તે પ્રેમીનો જ આત્મા છે. કર્તાનું કર્મ તે કર્તાનો જ આત્મા છે. જગત્ પરમેશ્વરનું શરીર છે. તેમાં તે ક્રીડા કરે છે.

તેથી જ્યારે આપણે ગુણનોજ વિચાર કરીએ છીએ ત્યારે આપણે તેને 'तत्' કહીએ છીએ અને જ્યારે આપણે તે ગુણનો ભોક્તા સર્વજ્ઞ સર્વ શક્તિવાન પુરૂષનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણે તેને स કહીએ છીએ. બેમાંથી એક જ વિચાર છુટો લઇએ તો તે અપૂર્ણ છે. બ્રહ્મ પોતે ગુણ અને દ્રવ્ય બન્નેથી અતીત છે. આપણે તેનું અપૌરુષેય અનંત ગુણ સ્વરૂપ જોઈ તેને तत् કહીએ તો તેથી માત્ર તેનું અનંતસ્વરૂપ સમજાય. તેના પુરુષસ્વરૂપનો વિચાર કરી स કહીએ તો તેથી તે પરિમિત થાય. तत् અને स બન્ને એક છે. તે સર્વ અવર્ણનીય છે. સર્વ વર્ણનથી અતીત છે.

જગતમાં એક અને અનેક વચ્ચે નિરંતર સંબંધ ચાલ્યા કરે છે. એક પુરૂષોત્તમ સ્વરૂપ અને તેના અનેક પુરૂષરૂપ વચ્ચે અનેક પ્રકારનો સંબંધ થયા કરે છે. અનેક પુરૂષ વચ્ચે પણ અનેક પ્રકારના સંબંધ બને છે. સચ્ચિદાનંદ પુરૂષોત્તમ પોતાના જગતમાં જે રીતે રમે છે તેનાથી આ બધા સંબંધ ઉત્પન્ન થાય છે. પહેલાં પુરૂષ પુરૂષ વચ્ચે સંબંધ બંધાય છે. તે ઉત્તમ થતાં થતાં પુરૂષ પુરૂષોત્તમના સંબંધમાં આવે છે. તે ઉત્તમ ભાવ પુરૂષને પ્રાપ્ત થાય તેટલા માટે જ જગતમાં સર્વ ધર્મ ઉપદેશ આપે છે. તેથી જ સર્વ ધર્મ સત્ય છે. સર્વ એક જ સત્યને અનુસરે છે. સર્વ વિવિધ માર્ગે જતા છતાં એક જ લક્ષ્ય તરફ દોરે છે.

પુરૂષોત્તમ પુરૂષ સાથે અનેક રીતે સંબંધમાં આવે છે. આ બધા સંબંધ મનુષ્યના મનમાં ઉત્પન્ન થાય છે. પુરૂષોત્તમની દૃષ્ટિએ તો તે સર્વ તેના પોતાના જ સ્વભાવના ભાવ છે. તે મનુષ્યના મનની

અંદર વૃત્તિરૂપે જણાય છે. તેની મદદથી પુરૂષ પુરૂષોત્તમ બને છે.*

**पर्यगात्—**

તે પોતે જ સર્વત્ર વ્યાપેલ છે. અને કાર્ય કારણનો સંબંધ બાંધે છે. અચળ, અનંત, સ્વયં કારણ બ્રહ્મને આધારે અનેક પ્રકારનાં સર્વ જીવન ઉત્પન્ન થાય છે અને તે કાર્યને આપણે જગત્ કહીએ છીએ.

તેથી તેમાં બે ભાવ ઉત્પન્ન થાય છે. એક શુદ્ધ અનંત નિર્ગુણ નિર્વિકારી અને બીજો દેશકાળ અને વસ્તુભૂત સગુણ. બંને સાથે જ એક પરમાત્મ સ્વરૂપનો પરિપૂર્ણ અનુભવ કરાવે છે.

અનંત નિર્ગુણ સ્વરૂપ સમજાવવા માટે ઉપનિષદ્ નાન્યતર જાતિના શબ્દો વાપરે છે– **"शुक्रम्, अकायम्, अव्रणम, अस्नाविरम, शुद्धम, अपापविद्धम्"**

---

* એક સ્વભાવમાંથી અનેક ભાવનું થવા મૂળ વેદમાં સમજાવેલું નથી એમ માનવું ભૂલ ભરેલું છે. એકના અનેક નામ અને રૂપ થઇ શકે છે એ બાબત ઋગ્વેદ જેટલી જ પુરાણી છે.—અ. ઘો.

તેજ સર્વનું કારણ છે. જગતમાં જે કાંઈ છે (**જગત્યાં જગત્**) તેનો ઈશ્વર તે છે એમ બતાવવા માટે ચાર નર જાતિના શબ્દો વાપરે છે–"**કવિર્મનીષી પરિભૂઃ સ્વયંભૂઃ**"

નિર્ગુણ સ્વરૂપ પણ સર્વનું અંતર્યામી જીવન છે. **સમમ્ બ્રહ્મ** બ્રહ્મ સર્વને સમાન છે. પોતાના અનંત નિર્ગુણ સ્વરૂપમાં નિશ્ચળ રહી અનેક પ્રકારની ક્રીડાથી અનેક પ્રકારનાં રૂપ ધારણ કરે છે. **કવિ** અને **મનીષી** એટલે જે પ્રમાણે જુએ છે તે પ્રમાણે વિચાર કરે છે. અને તે પ્રમાણે (**સ્વયંભૂ**) પોતામાં વ્યાપે છે. (**પરિભૂ**)

ઈશ્વરનું શુદ્ધ નિર્ગુણ સ્વરૂપ તેજસ્વી છે. તેનું એકત્ર જ્ઞાન તેનો તેજઃપુંજ છે. તેનાં કિરણથી તે પરિચ્છિન્ન થતા નથી. તે પોતાને પોતે જેવો છે તેવો પોતાના તેજથી જાણે છે. ત્યાં તેની ક્રિયાશક્તિ તેના જ્ઞાનમાં અંતર્ભૂત ગઈ રહે છે.

વળી તેને કાયા નથી, રૂપ નથી, તે અભેદ્ય છે, અવિભક્ત છે. તે સર્વમાં સમાન છે. દેશ અને

કાળથી પરિચ્છિન્ન નથી. સર્વથી, જ્ઞાન અને તેજથી પણ અલિપ્ત રહે છે.

તેનામાં ખોડખાંપણ નથી, અપૂર્ણતા નથી. તેન ઉપર કોઈ વિકારની અસર થતી નથી. તે દરેક કાર્યને આશ્રય આપે છે. કાર્યની વધઘટ ધારણ કરે છે, ચલાવે છે, કારણ કે પોતે અચળ છે, સનાતન છે.

તેને નાડી નથી, તેને નાડી ન હોવાનું કારણ તે પોતાની શક્તિ વાપરવાથી નિર્બળ થઈ જતા નથી. તેની શક્તિ તેને પરિચ્છિન્ન કરી શકતી નથી. તેની શક્તિ એક વસ્તુમાં વપરાઈ જવાથી તેને તે પાછી મેળવવી પડતી નથી. તે પ્રેમથી વધતા નથી, ક્રોધથી ઘટતા નથી. મનુષ્યમાં જે પ્રાણ નાડીઓ છે તેવી તેનામાં નથા તેથી તેનામાં અનંત શક્તિ રહે છે. તે પોતે પોતાને પ્રાણ રૂપે જ માત્ર રાખતા નથી.

તે શુદ્ધ છે. તેને પાપની અસર થતી નથી. આપણે જેને પાપ કહીએ છીએ તે માત્ર અપૂર્ણતા, અસ્થિરતા, કાર્યાકાર્યની અવ્યવસ્થા છે. તે પોતાની સમતાથી બધા કાર્યનો આશ્રય છતાં કોઈ કાર્યથી

નહીં દબાતાં સ્વતંત્ર અને શુદ્ધ રહે છે. કારણ કે તે અવિકારી છે. તે સાક્ષીની માફક પ્રકૃતિના કાર્ય જુએ છે. પણ તેને તાબે થતા નથી, તેની અસર નીચે આવતા નથી, તેનાથી લેપાયમાન થતા નથી.

**સ્વતંત્ર અવિકારી આત્મા.**

ત્યારે ક્રિયાત્મક બ્રહ્મરૂપને અને મનુષ્યના ક્રિયાત્મક રૂપને, આ અક્રિયાત્મક સ્વરૂપ સાથે શું સંબંધ છે? બને એક જ છે. કર્મ કર્તાનો સ્વભાવ ફેરવી શકતું નથી પણ ક્રિયાનો ભાવ ફેરવી શકે છે. ક્રિયા કરતી વખતે અથવા ન કરતી વખતે પણ આત્મા નિત્ય શુદ્ધ કહે છે. કારણ તે આનંદઘન છે. પૂર્ણ છે.

તે સર્વ વસ્તુમય છે. સર્વથી અતીત પણ છે. મન જેમાં આસક્ત થાય છે તેનાથી તે અતીત રહે છે. મન, કાળ અને વસ્તુને આધીન રહે છે. તે તેનાથી અતીત રહે છે. અનંત અખંડ સ્વરૂપ પૂર્ણ છે. તેથી સર્વ વસ્તુ સમગ્ર ભાવે તે રૂપ છે. તેના અમુક રૂપને તેનું સમગ્ર સ્વરૂપ માનવું તે

અજ્ઞાન છે. તેથી અલ્પજ્ઞતા, અપૂર્ણતા, કુસંપ પેદા થાય છે. બ્રહ્મની ક્રીડામાં અજ્ઞાનની પણ જરૂર છે એમ અમે આગળ ખુલાસો કરીશું. તે અજ્ઞાન અન્-અર્થનું મૂળ છે.

અજ્ઞાન મન પ્રાણ અને શરીરને તેના મૂળ તત્ત્વ સત્ ચિત્ અને આનંદથી વિભક્ત કરે છે. અજ્ઞાનથી સચ્ચિદાનંદ અંતર્ધ્યાન થઈ જાય છે તેથી મનને અતિ દુઃખ થાય છે પણ ક્રિયાત્મક બ્રહ્મ પણ સચ્ચિદાનંદ છે કે જે મન પ્રાણ અને શરીરનો ઉપયોગ કરે છે તેથી તેના દરેક કાર્ય સચ્ચિદાનંદરૂપ છે એમ તે જાણે છે. તેને દુઃખ થતું નથી, પાપ લાગતું નથી, કારણ કે તેનું કારણ જાણે છે અને તેથી સર્વ કાર્ય પોતાના ગણે છે. તેને અજ્ઞાન અસર કરતું નથી. તે ફક્ત અમુક અમુક કાર્ય કરવા માટે જ અજ્ઞાનનો પોતાની ઇચ્છાથી ઉપયોગ કરે છે.

પુરુષ મૂળ સ્વરૂપે પુરુષોત્તમ સાથે એક છે. પૂર્ણ ભાવે સચ્ચિદાનંદ છે. સચ્ચિદાનંદ અમુક કાર્ય માટે અજ્ઞાનનો ઉપયોગ કરે છે. તે અજ્ઞાનથી,

પોતાની કલ્પનાથી, પોતાને પરિમિત કરે છે, અપૂર્ણ કરે છે, દુ:ખી કરે છે, શોકમાં નાખે છે. તેના મૂળ સ્વરૂપને તે વખતે પણ કાંઈ અસર થતી નથી. પણ તેના બાહ્ય રૂપને (મનુષ્ય)ને તેની અસર થાય છે. તેથી સ્વતંત્ર થવા માટે દરેક મનુષ્યે પોતાનું સ્વરૂપ જાણવું જોઇએ. અંતર્યામી સાથે એક થવું જોઇએ, કે જે તેનો સત્ય આત્મા છે. આ વિચાર ઉપર જ બહુ ભાર દેતાં ઉપનિષદ્ કહે છે કે તે કર્મથી લેપાયમાન થતો નથી **न कर्मणा लिप्यते**.

આવો સમગ્ર ભાવ પ્રાપ્ત કરવો હોય તો પોતાનું નિર્ગુણ સ્વરૂપ ઓળખવું જોઇએ. ઈશ્વરને તો સગુણ નિર્ગુણ બંને નિત્ય પ્રાપ્ત છે અને છતાં તે બનેથી અતીત રહે છે. મનુષ્ય મનના મનોરથને આધીન રહેવાથી પ્રકૃતિના કાર્યથી વિક્ષેપ પામી અલ્પજ્ઞ થાય છે. પોતાને પણ પ્રકૃતિનું એક કાર્ય સમજે છે અને તેથી તેના ગુણમાં લેપાઈ જાય છે. પોતાની પ્રકૃતિથી થતા કર્મ કરતાં કરતાં તેણે તેનું અક્રિયાત્મક નિર્ગુણ પુરુષ સ્વરૂપ પણ જાણવું જોઇએ.

તેથી તે શાંત પુરુષ, અનુમંતા, ભર્તા થવા ઉપરાંત ઇશ્વર થાય છે. પ્રકૃતિ અને તેના કાર્યનો આનન્દ પણ લઈ શકે છે. અંદર અત્યન્ત શાંત, અક્રિયાત્મક શુદ્ધ સમતાવાળો સ્વરાટ, અને બહાર અનંત શક્તિવાળો, ક્રિયાત્મક એવો જે બ્રહ્મનો સ્વભાવ છે અને જે જગતમાં સ્પષ્ટ જણાય છે તે તેને પ્રાપ્ત થાય છે.

તેથી કર્મ કરવાને જરા પણ પ્રતિબંધ નથી. ઉલટું, ઇશ્વરના ક્રિયાત્મક અને અક્રિયાત્મક બંને સ્વરૂપોનો આનંદ લેવો હોય તો કર્મ કરવા જ જોઇએ. આત્મસ્વરૂપે શાંત અને આત્મશક્તિરૂપે આનંદી એ સ્વભાવ મનુષ્યમાં હોય તો તેને પ્રભુતા પ્રાપ્ત થઈ કહેવાય.

**વસ્તુધર્મ—**

પ્રભુ જગતમાં વ્યાપે છે તેથી તે અનેક વસ્તુરૂપ થાય છે. તેની શક્તિ પહેલાં બે રૂપ ધારણ કરે છે. એક ચિત્ પ્રધાન છે. બીજી સત્ પ્રધાન છે. ચિત્-સ્વરૂપ પોતાના તપથી પોતાના સ્વરૂપમાંથી વિજ્ઞાન

ઉત્પન્ન કરી, વિજ્ઞાનમાંથી તેને અનુસરતા રૂપ અને ક્રિયા વ્યક્ત કરે છે. તેને આપણા તત્ત્વવેત્તાઓ પહેલાં સૃષ્ટિ અથવા પ્રસવ કહેતા. સત્ સ્વરૂપ પોતાના જ્ઞાન પ્રમાણે કામ કરે છે અને અનેકમાં અનેક રૂપ લે છે. સાંખ્યવાદીની પેઠ તે પરિણામ વિકાર, અથવા વિવર્ત કહેવાય છે. બંન્ને એક જ પ્રકારની ઉત્પત્તિ પૃથક્ રીતે જણાવે છે.

કેવલ અદ્વૈત મતમાં જગત માત્ર કલ્પિત છે. વિવર્ત છે. દૃશ્ય સત્ય નથી. શુદ્ધ અદ્વૈતમતમાં જગત્ પરિણામી સત્ય છે પણ તે છતાં મૂળ સ્વરૂપને અવિકારી રાખે છે. એટલે તે અવિકૃત પરિણામવાહ છે. બન્ને મતનો આધાર ઉપનિષદ્ છે. જે સત્ય આ મંત્ર પ્રમાણે એક છે તેને પૃથક્ જોવાથી બંને વચ્ચે મતભેદ ઉત્પન્ન થાય છે.

અવિકારી સ્વરૂપે અથવા વિકારી નામરૂપે બ્રહ્મ પોતે પોતાનો જ દ્રષ્ટા છે અને પોતે પોતાનું દૃશ્ય છે. પોતાના જ્ઞાનનું જ્ઞેય પણ પોતે જ છે. તે પોતે પોતાનો જ્ઞાતા છે. આ બંન્ન ભાવ જો કે એક

બીજામાં અંતર્ભૂત થઈ શકે છે તોપણ અભેદ્ય છે. દ્રષ્ટા પણ પોતાના દૃશ્યનો દ્રષ્ટા છે. દૃશ્ય પણ પોતાના દ્રષ્ટાનું દૃશ્ય છે.

સર્વ દૃશ્ય જગત્ ઈશ્વરનું રૂપ છે. **स्वयम्** છે. તે પોતાના વિચારથી તેવું થયેલ છે. તે વિચાર પણ પોતાની વસ્તુમાં રહેલ હોય છે. તે વસ્તુરૂપે વ્યક્ત થાય છે. જેમ કવિ પોતાના કાવ્ય રૂપ થાય છે તેમ સ્વયંભૂ પોતાનું રૂપ ધારણ કરે છે. મનીષી જેમ પોતાના વિચાર રૂપ થાય છે. તે પ્રમાણે સ્વયંભૂ વિચારરૂપ થાય છે અને પરિભૂ જેમ દેશ અને કાળરૂપે અનેક થાય છે, તેમ સ્વયંભૂ પણ વ્યાપે છે. આ ત્રણે એક ક્રિયાની શક્તિ છે. તે વિજ્ઞાન મન-પ્રાણ અને શરીરરૂપ થઈ એક પછી એક એમ અનુક્રમે વ્યક્ત થાય છે.

તેથી દરેક વસ્તુ અનાદિ કાળથી જે ધર્મ ધારણ કરે છે તેજ અનુસરે છે **शाश्वतीभ्यः समाभ्यः**. તેથી સર્વ વસ્તુના સર્વ ધર્મ તે દરેકની અંદર રહેલ ઈશ્વર નક્કી કરે છે કે જે ઈશ્વર સ્વ-રૂપે અને

સ્વ–ભાવે સ્વ–તંત્ર છે. તેના અનેક સંબંધ તે સર્વ-વ્યાપક અંતર્યામીને આધારે તેના સ્વભાવભૂત થઈ રહેલ હોય છે. તેની દૃષ્ટિથી જ સર્વના જીવન ચાલે છે. પ્રભુના સ્વભાવથી જ સૌના જીવન ધર્મ અનાદિકાળથી નક્કી થઈ રહેલ છે.

તેથી સર્વ વસ્તુ તેણે પોતે જ પેહેલેથી જ જેમ જોઇએ તેમ બરાબર ગોઠવી રાખી છે **યાથાતથ્યતો.** એમાં એક પ્રકારની સમાનતા રહેલી જ છે. તે સર્વ વિકારને સત્તા આપે છે. તે વિક્ષેપ દુઃખ-કર્તા તો જ થઈ શકે કે જો જગતમાં માત્ર અનેક જીવ અને જીવશક્તિ જ હોય અને તેમાં સર્વવ્યાપક પ્રભુ ન હોય.

**જગત્–ચક્ર.**

પહેલાં ઈશ્વર આપણને કવિ, જ્ઞાતા, દ્રષ્ટા લાગે છે. કવિ એટલે જ્ઞાતા, જે સત્યને સત્યની નજરે જોઇ શકે છે. સત્યનો સ્વભાવ તેનું મૂળ તેની શક્તિ તેનું ભવિષ્ય જાણી શકે છે. તેને તે સર્વ પોતાના ચિત્‌માં રહેલ લાગે છે. તે ચિત્તની શક્તિ વિજ્ઞાન કહેવાય

છે. વિજ્ઞાનને સત્યમ, અને ઋતમ પણ કહે છે. તે સર્વને સમગ્ર ભાવે જોઈ શકે છે. સત્યનો ધર્મ બૃહત્ એટલે વિશાળ પણ થાય છે. વિજ્ઞાન પોતે નિત્ય નિશ્ચય સ્વરૂપ છે, એકાગ્ર છે, બીજ અવસ્થા છે. તે આત્મનિશ્ચય અમુક વખતે થયેલ નથી પણ અનાદિ કાળનો છે. આત્મધર્મ આત્માને વશ કરતો નથી પણ આત્માથી વશ થઈ રહે છે. આત્મશક્તિ આત્મકાર્યને વ્યક્ત કરે છે. તે શક્તિ આત્માની એકાગ્રતામાં તેમજ તેના કાર્યમાં વ્યાપેલ છે તેથી આત્માનુભવનો પહેલો ધર્મ, સ્વતંત્રતા, સર્વશક્તિમત્તા છે. પરાધીનતા, બંધન, નથી. પુરુષ પ્રકૃતિને આજ્ઞા કરે છે, પ્રકૃતિ પુરુષને આજ્ઞા કરતી નથી **न कर्म लिप्यते नरे.**

મનીષી આત્મશક્તિના પ્રભાવ ઉપર ચાલે છે. તે અનંત સચ્ચિદાનંદ સ્વરૂપને પાછળ રાખી તેને આશ્રયે અનેકરૂપ વ્યક્ત કરે છે. તેથી જગત્ના દરેક કાર્ય અને પ્રકાર શક્તિથી ચાલે છે. એક પણ કાર્ય સ્વતંત્ર રીતે કામ કરી શકતું નથી. કારણકે

તેને તેની પાછળ રહેલ આત્મધર્મની ઇચ્છાનુસાર ચાલવું પડે છે. પણ તે કવિ છે. એટલે મનમાં વિજ્ઞાન છે. અને તે મનના કાર્યને મદદ આપે છે પણ મનીષીને (મનને) છુટું કરી તપાસીએ તો ક્ષણિક સંકલ્પવિકલ્પવાળું અને સ્વતંત્ર લાગે છે, પણ તેની સ્વતંત્રતા વિચાર સુધીજ છે કે જે વિચાર દરેક વસ્તુના આદિ ધર્મને અનુસરે છે.

કારણ કે મનીષીનું કામ પરિભૂ એટલે વિરાટ પુરુષ થવાનું છે. તે દેશ અને કાળમાં વ્યાપી અ- નેકરૂપ લે છે. કવિ અથવા વિજ્ઞાનમાં જે રહેલ હોય છે તે મનીષી (મન) અને પરિભૂ (પ્રાણ અને શરીર) વ્યક્ત કરે છે. અને અને આપણને જે દેખાય છે તે દૃશ્ય પ્રપંચ પૂર્ણ કરે છે. વિરાટનો ધર્મ પૃથક્ કરી જોઇએ તો જાણે કેમ અનાદિ કાળથી નક્કી થઈ ગયેલ હોય તેમ દેખાય છે. તે ધર્મ કર્મની જાળ છે. તેજ અગમ્ય કર્મ બંધન છે કે જે સૌને ભમાવે છે.

પણ છતાં વિરાટરૂપ તે ઇશ્વરનું જ રૂપ છે.

સ્વયંભૂ જ પરિભૂ થાય છે. તેથી પરિભૂને સમજવા માટે સ્વયંભૂ સમજવા જોઇએ. આપણે સચ્ચિદાનંદને બરાબર જાણવા જોઇએ.

એક સ્વરૂપની દૃષ્ટિએ આ વસ્તુસ્થિતિ જણાય છે. તે ઉત્તમ પ્રભુની દૃષ્ટિ છે પણ નીચેની મનુષ્ય દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ કે જે દૃષ્ટિ અજ્ઞાનથી શરૂ થાય છે કે જે ઉપરના ધર્મ એક પછી એક સમજે છે. એકજ વખતે બધા ધર્મ સમજી શકતી નથી. વિભક્તરૂપે જ જોઈ શકે છે. મનુષ્ય ઉત્તમ થતાં થતાં જ સચ્ચિદાનંદ થાય છે અને તેની શરૂઆત અવિદ્યાથી થાય છે. તે વખતે તેના દેહનું અભિમાન પણ બહુ વ્યક્ત કરે છે. તેનું મન પણ બાહ્ય સ્પર્શમાં આસક્ત હોવાથી પરાધીન હોય છે. આવા પરાધીન મનવાળો પ્રાણી મનુષ્ય અથવા મનુ કહેવાય છે.

તેથી તેણે મરતાં મરતાં ભેદથી શરૂઆત કરી અનુભવથી ચડતા ચડતા અમર થવાનું છે. વ્યક્તિમાં સમષ્ટિ પ્રકટ કરવાની છે. જીવાત્માનો પરમાત્મારૂપે

અનુભવ કરવાનો છે. દૃશ્ય જગત પણ બ્રહ્મ છે કે જે પોતે પોતાનું સ્વરૂપ ઓળખતા જાય છે. વળી તે દ્રષ્ટા અહંકારરૂપ છે અને તે અહંકાર પોતાના ધર્મ પ્રમાણે સર્વ સાથે લડતા લડતા વિકાસ પામે છે અને સર્વજ્ઞ સર્વ શક્તિમાન આનંદઘન એવો પ્રભુનો સ્વભાવ મનુષ્યને પ્રાપ્ત કરાવી આપે છે.

## વિદ્યા અને અવિદ્યા.

સર્વ દૃશ્ય જગત્ બે પ્રકારે-વિદ્યા અને અવિદ્યાથી-પ્રગટ થાય છે, અને એકાત્મજ્ઞાનથી અને અનેકાત્મ જ્ઞાનથી અનુભવમાં આવે છે. માયા કે જે ઇશ્વરની ક્રિયા શક્તિ છે તેના જ આ બે ભાવ છે.

એક સ્વરૂપ નિત્ય મુખ્ય સત્ય છે કે જે ન હોય તો અનેક રૂપ ખોટા બને તેથી એક સ્વરૂપના જ્ઞાનને વિદ્યા કહે છે.

અનેક રૂપ, એકનો જ વિવિધપ્રકારનો વિલાસ છે. તે પરિણામી છે, અને પોતે પોતાને અનેક રૂપે અનુભવે છે: કે જે ભાવથી એક ઘણા પ્રકારે જ્ઞાન

મેળવે છે અને જગતની રચનામાં ઘણા પ્રકારની શક્તિ ધારણ કરે છે. અનેકત્વ, એકમાં રહેલુંજ છે. અનેકત્વ ન હોય તો એકત્વની હયાતી જ અનુભવમાં ન આવે અથવા એકત્વ શક્તિ વગરનું જ લાગે, અથવા જડ જેવું શુન્ય લાગે.

પણ એક સ્વરૂપ વગરનો અનેક રૂપે અનુભવ કરવો એટલે કે ભિન્ન નામ રૂપ અને ક્રિયા અને અહંકારથી અભ્યાસ કરવો તે ભૂલ છે. ગાંડાઈ છે. મનુષ્ય જીવનમાં આવો જ અનુભવ થાય છે તેથી તે જીવન અવિદ્યામય અજ્ઞાનમય મનાય છે.

બ્રહ્મ, ઈશ્વર, એક છે અને આનંદ સ્વરૂપ છે પણ તેને તેના એક સ્વરૂપનું પણ બંધન નથી. પોતાના ઐશ્વર્યથી તે પોતે પોતાને અનેક રૂપે અનેક ભાવે અનુભવે છે અને અનેક રૂપમાં તેની અનેક શક્તિ વહેછે કે જે આપણને અનેક પ્રકારની ક્રિયા રૂપે દેખાય છે. જયારે તે અનેક રૂપે દેખાય છે ત્યારે પણ તે પોતાના અનેક ભાવથી બંધાતા નથી પણ અનેક રૂપમાં એક સ્વરૂપે રહે છે. તે

વિદ્યા અને અવિદ્યાના પ્રભુ છે. તેની માયાની બે બાજુ છે. તેની ચિત્‌-શક્તિની બે ધાર છે.

બ્રહ્મ પોતાની માયામાં રહેવાથી અને તેનાથી અતીત હોવાથી ઈશ્વર કહેવાય છે, પ્રભુ કહેવાય છે, મુક્ત મનાય છે. મનુષ્ય તે માયામાં રહેવાથી, અનિશ, જીવ, બદ્ધ અને અવિદ્યામય કહેવાય છે. પણ આ તેની પરાધીનતા અવિદ્યાથી આવે છે કે જે અવિદ્યા પરમાર્થ દૃષ્ટીએ ખોટી છે; તે વ્યવહાર દૃષ્ટીએ જ સાચી છે. તેથી સ્વતંત્ર થવા માટે મનુષ્યે એક સ્વરૂપનો અનુભવ કરવો જોઇએ, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, પોતાનો ઈશ્વર સાથે અભેદ છે એમ જાણવું જોઇએ. આવી રીતે મુક્ત થયા પછી, જે જે જગત અનેક રૂપ બન્યું છે તેની પોતાના સ્વરૂપ સાથે એકતા અનુભવવી જોઈએ (सोऽहमस्मि). આવી સ્થીતિએ પહોચવાથી તે પ્રભુ રૂપે પ્રભુતાવાળા કર્મ જગતમાં કરી શકે છે. અજ્ઞાનથી છૂટે છે કારણ કે તે જ્ઞાનથી મુક્ત છે તેથી મનુષ્યની પૂર્ણતા ત્યારે જ થશે કે જ્યારે વિદ્યા

અને અવિદ્યા બન્નેથી જીવમાં પ્રભુનો આવિર્ભાવ થાય, જયારે અનેક રૂપ પોતાના એક સ્વરૂપને ઓળખે, એક સ્વરૂપ અનેકને પોતાના કરે.

## એકદેશીભાવ.

એકદેશી ભાવથી એટલે વિદ્યાથી જ અથવા અવિદ્યાથીજ ઈશ્વરનું કાર્ય પરિપૂર્ણ થશે નહી.

જેઓ અનેક રૂપેજ ક્રિડા કરે છે, પોતાના એક સ્વરૂપને જાણતા નથી તે ગાઢ અંધારામાં ભમેછે. કારણ કે આવી ક્રિયાથી ભેદ બુદ્ધિ જન્મે છે, જ્ઞાન ચુંથાઈ જાય છે, પ્રકૃતિ પરાધીન કરે છે અને છેવટે મરણ આવે છે. એક સ્વરૂપના અનુભવથી વિમુખ થવું તે જીવનથી વિમૂખ થવા બરાબર છે. પ્રકાશથી દૂર થવા જેવું છે.

જેઓ એક સ્વરૂપે જ રમે છે, **सर्वं खल्विदं ब्रह्म** અનુભવી શકતા નથી, બ્રહ્મના અનેક રૂપથી વિમુખ રહેછે તે પણ તેટલા જ્ઞાનથી વિમૂખ થવાથી અપૂર્ણ રહે છે અને તેથી જાણે કે મોટા અંધારામાં પ્રવેશ

કરે છે. તેઓ એક એવી દશામાં રહે છે કે જેને તે પૂર્ણ માની લેસે છે. એકદેશી ભાવને જ્ઞાનાતીત ભાવ ભૂલથી સમજી બેસે છે. જેમ બીજા અવિદ્યાના દબાણુથી ભૂલ કરે છે તેમ આવા પુરૂષો વિદ્યાથી અંજાઈને ભૂલ કરે છે. ખરી વિદ્યા તો એમ કહે છે કે સર્વ જાણી સર્વથી અતીત થવું જોઇએ.

જોકે વિદ્યાથી જે દશા પ્રાપ્ત થાય છે તે જે દશા અવિદ્યાથી પ્રાપ્ત થાથ છે તેના કરતાં ઉત્તમ છે તો પણ તે પણ અંધકારમય કહેવાય છે કારણ કે નીચેના અવિદ્યામય અંધકારમાંથી તો તેજસ્વી દશામાં આવી શકાય છે પણ વિદ્યામય શૂન્ય દશામાં આસક્તિ થાય તો પૂર્ણ પ્રકાશમાં પાછુ વળવું બહુ મુશ્કેલ થાય છે.

**બન્ને દશામાં લાભ.**

વિદ્યા અને વિદ્યા બંન્નેમાંથી એકેમાં બહુ આ-સક્ત ન થઇએ તો બન્ને મનુષ્ય જીવને લાભકારક છે પણ બેમાંથી એકે પરિપૂર્ણ નથી.

વિદ્યાથી જીવ શાંત બ્રહ્મ, અથવા અક્ષર બ્રહ્મ પ્રાપ્ત કરે કે જ્યાં ચિતને સત્રૂપે શાંત કરી જગતની રચનામાં ભાગ ન લઈ શકે. ત્યાં જગતના પ્રપંચો અને દુ:ખ અસર કરી શકતા નથી. પણ મનુષ્ય જીવનનું સાફલ્ય, જીવ રૂપે પૃથક્ જીવન ગાળવામાં નથી તેમજ અક્ષર બ્રહ્મ રૂપે શાંત થવામાં નથી પણ ઉત્તમ પુરૂષ–પુરૂષોત્તમ થવામાં છે, ઇશ્વિર થવામાં છે કે જે પોતાના અક્ષર અને ક્ષર બંને ભાવ ધારણું કરી રહેલ છે. જીવાત્માએ પોતાના જીવનમાં પરમાત્માને પ્રગટ કરવામાં છે. અવિદ્યાથી જે અહંકાર ઉત્પન્ન થાય છે તે જીવમાં પુરૂષોત્તમનું પુરૂષત્વ સિદ્ધ કરવા માટે જરૂરી શરૂઆતનું સાધન છે.

અવિદ્યાની ઉપાસનાથી શક્તિ વધે છે, સંસાર સુખ વધેછે, રાક્ષસી બલ આવે છે, ઇંદ્ર અથવા પ્રજાપતિની માફક સિદ્ધિ મળે છે. જીવને આ સ્થીતિ અનેકરૂપે સુખ લેવાથી મળે છે. પણ આ પણ મનુષ્ય જીવનની સફળતા નથી. જો કે આ

દશામાં સાધારણ મનુષ્ય કરતા ઘણું બળ આવે છે પણ ખરી પ્રભુતા પ્રાપ્ત થતી નથી. અજ્ઞાનના ગોટાળામાંથી છૂટાય છે પણ જ્ઞાનની હદ છોડી શકાતી નથી, દુઃખથી છૂટાય છે પણ સુખથી છૂટાતું નથી, ખરા મોક્ષ માટે અને અમર ભાવ માટે તો ઉપર ચઢી પાછું નીચે ઉતરવું જોઇએ, જે છોડ્યું તેને સમજવું જોઈએ. મૃત્યુ, દુઃખ, અજ્ઞાન સમજી તેનો ઉપયોગ કરવો જોઇએ.

ખરૂં જ્ઞાનતો ત્યાંજ મળે છે કે જ્યાં વિદ્યા કે અવિદ્યા બન્નેમાંથી એકકેની આસક્તિ રહેતી નથી. આ દશા આગળ આપણા રૂષી મુનીઓએ પ્રાપ્ત કરી હતી કે જે ધીર કહેવાતા, કે જે ધીરજથી સમદૃષ્ટી રાખી સમસ્ત બ્રહ્મનો અનુભવ લેતા અને તેથી તેઓએ જે ઉપદેશ આપ્યો તે પણ પૂર્ણ જ હતો (**વ્યાચચક્ષિરે**). ઉપનિષદ્‌માં જે જ્ઞાન આપેલ છે તે રૂષીઓના આવા પૂર્ણ અનુભવનું ફળ છે.

**ઉત્તમ માર્ગ.**

જગતમાં બ્રહ્મ વિદ્યા અને અવિદ્યા બન્ને પ્રગટ

કરે છે અને જો બન્ને જગતમાં અનુભવમાં આવે તો એમ સમજવું કે બન્નેની જગતમાં જરૂર છે. અવિદ્યા જીવે છે તેનું કારણ તેને વિદ્યાનો આશ્રય મળે છે. વિદ્યા પણ અવિદ્યાનો આશ્રય લઈ જીવને એક સ્વરૂપનો અનુભવ આપે છે. બન્ને એક બીજાનાં આશ્રિત છે. કારણ કે જો તે બેમાંથી એકને કાઢી લઇએ તો બન્ને એવી દશામાં જઈ પડે કે જ્યાં એકે અનુભવમાં આવે નહી, જગત રહે નહી, જેનો વિચાર પણ થઈ શકે નહી તેવી દશા ઉત્પન્ન થાય.

ખરાબમાં ખરાબ અવિદ્યામાં પણ કાંઈક વિદ્યા રહેલી છે કે જે તે અવિદ્યાને રૂપ આપે છે. ત્યાં કાંઈક એકત્વ રહેલું હોય છે કે જે તેના અનેકત્વને તદન નાશ થતાં, શુન્ય થતાં, અટકાવે છે. અવિદ્યાનો છેડો ત્યાંજ છે કે જ્યાં તે પોતે નાશ પામતી નથી પણ તેના રજકણો તેજસ્વી બનેછે, એક થાય છે અને અંતે નવા રૂપમાં પ્રગટ થાય છે.

ઉત્તમમાં ઉત્તમ વિદ્યામાં પણ અવિદ્યા રહેલી છે કે જે ક્રિયામાં છૂટી મૂકી શકાય છે. વિદ્યાનો

હેતુ અવિદ્યાનો નાશ કરવાનો નથી પણ તેનો જે સ્વભાવ વિદ્યાને ઢાંકે છે તે સ્વભાવ છોડાવવાનો છે.

અવિદ્યા, વિદ્યા પ્રતિ વળવાથી, અને બન્નેની મદદથી પ્રભુ જેવા છે તેવા જીવમાં અને જગતમાં પ્રગટે છે. એટલે કે જન્મ મરણ બન્ને સમજી બન્નેથી મુક્ત રહી શકાય છે.

અવિદ્યાથી ઉત્પન્ન થયેલ અનેક ભાવ મનુષ્ય જીવનમાં આવો ફેરફાર કરે છે. મનુષ્યની મુક્તિ, તેની અવિદ્યા વિદ્યાને શરણ જાય છે ત્યારે થાય થાય છે, તેનો અહંકાર પ્રભુનું શરણ લેછે, પ્રભુ તેના અહંકારી જીવને સ્વીકારે છે, તેના વ્યક્તિ જીવનને ઉત્તમ કરે છે ત્યારે એટલે કે પ્રભુ જીવમાં અપ્રગટ રહી ન શકે ત્યારે જીવનું જીવન પરિપૂર્ણ થાય છે.

## મરણ અને અમરતા.

### મરણ

અવિદ્યા પૂર્ણ થવાથી મનુષ્ય મરણથી તરેછે અને વિદ્યા અને અવિદ્યાથી અમર ભાવ પામે છે.

મરણુ એટલે તેજ સ્થીતિ કે જ્યાં સુખ દુઃખ સારૂં નરસું, સત્ય, અસત્ય, પ્રેમ ક્રોધ, આનંદ શોક, વિગેરેના દ્વંદ્વથી દબાયેલ અહંકાર રૂપ જીવ પરાધીન થઈ જન્મ મરણુ પામ્યા કરે છે.

આ સ્થીતિ, એક સર્વ વ્યાપક ઇશ્વરથી પોતાનો ભેદ કરવાથી આવે છે, કારણુ કે તે એક સર્વ છે, સર્વમાં છે અને સર્વથી અતીત છે. દેશ અને કાળથી પરિચ્છિન્ન એવા તેના એક નામ અને રૂપને વળગી રહેવાથી, પોતાનું સર્વાત્મ સ્વરૂપ અનુભવમાં આવતું નથી અને માત્ર મન પ્રાણુ અને શરીરની એક સ્થળે થતી પરિમિત અને ભિન્ન ક્રિયાનો અભ્યાસ થાય છે અને તેટલોજ જીવ પોતે હોય તેવો દેખાવ થાય છે. આવા પરિચ્છિન્ન સંકલ્પ વિકલ્પ વખતો વખત અહંકારની આસપાસ થયા કરે છે અને યાદ શક્તિથી તેની એક સાંકળ બનાવી “તે હુ” એમ મનુષ્ય માની બેસે છે.

પરિણામ એ આવે છે કે પ્રકૃતિ અથવા ચિત્ શક્તિના એક ભાગનેજ જીવ પોતાનો માને છે તેથી

જ્ઞાન પણ પરિમિત થાય છે અને પ્રકૃતિનો બાકીનો ભાગ જે તેનો જ છે તેની સાથે દુશ્મન રૂપે લડાઈ થાય છે, અને પોતાના તે અલ્પ ભાગને બચાવવા પ્રયત્ન કરે છે, પોતાનાં જ શરીર, મન પ્રાણ ટકાવવા મથે છે. એટલા જીવનમાં પણ પોતેજ ઈશ્વર છે એમ માને છે અને તેવે પ્રકારે જગતનું સુખ લેછે.

પણ આવા અહંકારથીજ તેની શક્તિ પરિચ્છિન્ન થાય છે. પ્રકૃતિની ક્રિયાના એક ભાગનેજ પોતે પોતાનો માની લેવાથી પ્રકૃતિની સમસ્ત ક્રિયા સામે ટકી શકતો નથી તેથી તેને એક રૂપ ધારણ કરવું પડે છે. તેને જન્મ કહે છે, તે રૂપનો નાશ તેને મરણ કહે છે.

જેટલું પોતાની દૃષ્ટીમાં, પોતાની બુદ્ધિમાં પોતાનું લાગે તેટલુંજ પોતાનું જીવન માનવાથી તેટલા ઉપરજ તેની સતા જામે છે, તે અપૂર્ણ ભૂલ ભરેલી છે કારણ કે તે સર્વની દૃષ્ટી નથી, સર્વાત્મભાવ નથી. તેનું જ્ઞાન, અપૂર્ણ જ્ઞાન છે, ભૂલ ભરેલું છે કારણ કે તે બાકીનું સ્વીકારતો નથી.

તે અમુક અમુક અનુભવજ પોતાના કરે છે કારણ કે તેટલાજ તેની બુદ્ધિથી સમજાય છે. જેટલું પોતાનું સમજે તેટલો તેનો આનંદ છે. બાકીનું તેને દુઃખરૂપ છે અથવા ઉદાસીન વૃત્તિવાળું છે.

તેથી મન, પ્રાણ અને શરીરની જે ગાંઠ અહંકાર ખોટી રીતે પકડી રાખે છે તે ગાંઠ સમસ્ત જીવનના દબાણથી વારંવાર છૂટી જવી તે મરણ છે.

પરિમિત જ્ઞાનથી અહંકાર પોતાને પૂર્ણ માની લેછે. જીવનની ભૂલોથી તે સ્થીતિનો ભંગ થાય છે.

સચ્ચિદાનંદના આનંદને અહંકાર પરિચ્છિન્ન કરી એક ભાગમાં ભોગવવા ખોટી રીતે મથેછે. તે સ્થીતિનો સમસ્ત જીવનના દબાણથી ભંગ થવો તેજ દુઃખ છે.

સમસ્ત જીવન એક છે એમ સ્વીકારવાથીજ જીવ ઉપર કહેલ પરિચ્છિન્ન દુઃખમય જીવનથી છૂટેછે. ત્યારેજ સમસ્ત જીવન, સમસ્ત શક્તિ સમસ્ત જ્ઞાન. સત્ય, આનંદ જીવને પોતાનો કરે છે, ત્યારેજ મરણ ધર્મી જીવ અમર થાય છે.

## મરણ અને અવિદ્યા.

અમર થવું એટલે પ્રકૃતિની સમસ્ત ક્રિયામાં લય થવું એ નથી તેમજ, પ્રકૃતિ કે જે પરમાત્માને પ્રગટ કરે છે તે પરમાત્માંમાં લય થવું એ પણ અમરપદ નથી. મનુષ્ય એવા પદ તરફ પ્રયાણ કરે છે કે જે પદ જગતને ધારણ કરી જગતથી અતીત થતું રહે છે. તેણે પણ તેથી તેવોજ ભાવ પ્રાપ્ત કરવાનો છે.

અવિદ્યા જેમ મરણનું કારણ છે તેમ મરણથી છુટવાનું સાધન પણ અવિદ્યા છે. જીવને પોતાને પોતાના અહંકારથી, પોતાનું સ્વામીત્વ સિદ્ધ કરવા એટલા માટે હક મળે છે કે જેથી અંતે પ્રકૃતિની સર્વ ક્રિયાનો સ્વામિ થઈ સર્વને ધારણ કરી સર્વને નવા રૂપ આપી શકે.

તેથી મનુષ્યને માટે પહેલું એ જરૂરનું છે કે તેણે પોતાના જીવનનો, જ્ઞાનનો, શક્તિનો આનંદનો વિકાસ કરવો કે જેથી ધીરે ધીરે વધતા વધતા પ્રકૃતિના દ્વંદ્વોની સામે ટકી રહી, તેનાથી ઉત્પન્ન

થતા દુઃખ, અજ્ઞાન, અશક્તિથી છૂટી, સત્ ચિત્ અને આનંદમય જીવન થઇ શકે અને મરણ ધર્મ-વાળા અલ્પ જીવનથી છૂટી અમરધર્મવાળું મહાન જીવન ગાળી શકાય.

આવા પ્રકારના આત્મ વિકાસમાં, પહેલા પોતાથી અધિક હોય તેનો અનુભવ કરવો, પોતાના જીવની દૃષ્ટી વિશાળ કરતા જવી, અને તેની સાથે તેથી અતીત થઈ ઉત્તમોત્તમ સ્થીતિ પ્રાપ્ત કરતા જવી; તે એટલે સુધી કે જ્યાં મનુષ્ય પોતામાં સર્વને અને સર્વમાં પોતાને જોઈ શકે ( મંત્ર ૬ ). તેને એવો અનુભવ થવો જોઇએ કે જ્યાં તેને લાગે કે આ હું જે સર્વમાં છું અને જેનામાં સર્વ છે તે સર્વ વ્યાપક છે. આટલો અલ્પ અહંકાર તેજ હું નથી. તે સર્વ વ્યાપક ઈશ્વરને અહંકાર શરણ કરવો કારણ કે પોતાને ઈશ્વર થવું છે અને ઈશ્વરની માફક સર્વ રૂપમાં, સર્વ ક્રિયામાં આનંદ લેવાનો છે.

વળી તેણે એમ પણ સમજવું જોઇએ કે આ સર્વ વ્યાપક એક તે સર્વથી અતીત, છે અને જગત

તેના સર્વ રૂપ, ક્રિયા, અહંકાર વિગેરે તે એકનીજ લીલા છે. જગતની લીલા એટલા માટે છે કે જેથી મન પ્રાણ અને શરીર દ્વારા થતી દેશ અને કાળને આધીન ક્રિયા વિકાસ પામે અને કાલથી અતીત, સત્ ચિત્ અને આનંદ સર્વત્ર પ્રગટ થાય.

આવી સ્થીતિ થાય ત્યારે વિદ્યા અને અવિદ્યા એક થાય છે. અવિદ્યાની મદદથી જ મરણ દુઃખ, અજ્ઞાન અશક્તિ વિગેરેનો અનુભવ લેતા લેતા તે સર્વને તરી શકાય છે. વિદ્યાથી જન્મ લેતા છતાં અમરપદનો આનંદ લઈ શકાય છે.

**અમરપદ.**

શરીર છોડ્યા પછી આત્મા જીવતો રહે તે અમરપદ નથી. આત્મા તો શરીર છોડ્યા પછી જીવતોજ રહે છે કારણ કે તે તો જન્મ્યા પહેલાંજ જીવતો હતો. તે જન્મ મૃત્યુથી રહીત છે અવિદ્યામય–અહંકારની મદદથી જીવ એક જીંદગીના અનુભવો બીજી જીંદગીમાં યાદ કરી ઉત્તમ થતો થતો વિકાસ પામે છે અને અંતે વિદ્યા રૂપે પરિણામ પામે છે.

અમરપદ એટલે તે સ્થીતિ કે જયાં એવું જ્ઞાન રહે છે કે જીવને એમ લાગે છે કે હું જન્મ મરણુથી રહીત છું. કાર્ય કારણ, બંધ, અપૂર્ણતાથી મુક્ત છું, આનંદમય છું, સ્વતંત્ર છું, પુરૂષોત્તમ છું, સચ્ચિદાનંદ છું.

**અમરપદ અને જન્મ.**

આવા અનુભવને આધારે મનુષ્ય જગતની ક્રિયામાં બરાબર ભાગ લઈ શકે છે.

પણ જો આવો અનુભવ થયો તો પછી જન્મ લેવાની અને ક્રિયા કરવાની શું જરૂર છે? પોતાને માટે તો કાંઈ નહી, પણ ઇશ્વરને માટે, જગતને માટે, આવવાનું હોય છે.

જગતથી અતીત થઈ રહેવું તેજ જો અમરપદ હોય તો તેતો આત્માને નિત્ય પ્રાપ્ત છે અને નિત્ય પ્રાપ્ત હતું અને જગત રચાવાનીજ જરૂર ન હોતી. મનુષ્ય જીવન એટલા માટે છે કે જેથી આત્મા જન્મીને પણ અમર રહે, અને જન્મ્યાવગર પણ અમર રહે.

વળી જીવનો મોક્ષ થયે પણ જગતનો અંત નથી. કારણ કે તે તો અહંકારની ઉપરની પરિસીમા થઈ, તેનો સર્વમાં ઈશ્વર રૂપે વિકાસ થયો ન કહેવાય.

પોતાનું અમરપદ અનુભવી જીવે જગતમાં પ્રભુનું કાર્ય પુરૂં કરવાનું છે. તેણે બીજા જીવના મન, પ્રાણ અને શરીર વિકાસ પાસે તેવી મદદ કરી તેઓને પણ મરણ ધર્મથી છોડાવી અમર કરવાના છે.

આ કામ, શરીર ધારણ કરવાથી (કે જેને આપણે જન્મ કહીએ છીએ) અથવા પરલોકમાં રહેવાથી, અથવા સર્વ લોકથી અતીત રહીને પણ બની શકે છે પણ મુક્ત પુરૂષ શરીરરૂપે જન્મ લે તો જેઓને જન્મ મરણનું બંધન છે એવા જીવોને બહુ ઉપયોગી થાય છે કારણ કે ઇશ્વર પણ તેવા કર્મ કરવા તેવા અવતાર લેછે.

### જન્મ અને અજન્મ.

પ્રકૃતિથી જે આત્મા અસંગ છે તે જન્મતો નથી કારણ કે તે અવિકારી છે, નિત્ય છે. પ્રકૃતિમાં જે

ચૈતન્ય રહેલ છે તે જન્મે છે, પોતાના નામ અને રૂપ ફેરવે છે. વખતોવખત વિવિધ નામ રૂપે આવી રીતે પ્રગટ થવું તે પ્રકૃતિમાં જન્મ છે.

આત્માની આવી બે સ્થીતિ (પ્રકૃતિમાં રહેલ સ્થીતિ, અને પ્રકૃતિથી અલગ સ્થીતિ) ક્રિયામાં ક્રિયામય અને ક્રિયાથી અસંગ, જીવનમાં જીવન રસ ભોગવતો અથવા નિષ્ક્રિય શાંત રહેતો હોવાથી બે પ્રકારનું વિરૂદ્ધ સ્વભાવવાળુ જીવન ઉત્પન્ન થાય છે. જન્મ લેવાય અને અતીત પણ રહેવાય તેવી સ્થીતિ મનુષ્ય જીવ પ્રાપ્ત કરી શકે છે.

મનુષ્ય, જન્મની દુઃખી સ્થીતિથી જીવન શરૂ કરે છે, ઉત્તમ થતાં થતાં તે એવી સ્થીતિએ જઈ પહોંચે છે કે જે જન્મ રહીત છે. જન્મની ગાંઠ અહંકારથી પડે છે. અહંકાર નિર્મૂળ થયે અજન્મ સ્થીતિએ પહોંચાય છે. તેથી અજન્મ સ્થીતિને વિ-નાશ કહેછે કારણ કે ત્યાં અહંકારનો વિનાશ છે.

જન્મ અને અજન્મ સ્થીતિ શરીરની થતી નથી. તે આત્માનીજ સ્થીતિ છે. મનુષ્ય અહંકારનો નાશ

ફરીને પણ શરીરમાં રહી શકે છે પણ અહંકારને નિર્મૂળ કરવા તરફજ જો તે એકાગ્ર થઈ જાય તો પછી જન્મ લઈ શકતો નથી. આ જીવનમાં રહેલ મન પ્રાણ અને શરીરનું જોર ક્ષીણ થયે આ શરીર છોડ્યા પછી તે જન્મથી મુક્ત થાય છે. તેથી ઉલટું જો તે જન્મ આવે તેવી સ્થીતિમાં આસક્ત રહે છે તો અહંકાર તેને મન પ્રાણ અને શરીર આપી નવા નવા જન્મ આપે છે.

**બંન્ને છેડાનો ગેર લાભ.**

અજન્મ સ્થીતિ પ્રાપ્ત થાય તેવી ઇચ્છા અથવા જન્મ આવે તેવી સ્થીતિની આસક્તિ બંન્નેમાંથી એકે પૂર્ણ માર્ગ નથી. આસક્તિ અજ્ઞાન છે અને સત્યને ઢાંકી દેછે. તેનું પરિણામ પણ અજ્ઞાન છે, કે જે અંધકારમય સ્થીતિ છે.

અજન્મ સ્થીતિની આસક્તિથી અજ્ઞાનમય અથવા શૂન્ય સ્થીતિ પ્રાપ્ત થાય છે. બંન્ને ગાઢ અંધકારમય છે. શૂન્ય એટલે જન્મથી અતીત નહી પણ જન્મથી રહીત સ્થીતિ છે. ત્યાં પરિમિત જીવન છોડી અપ-

રિમિત જીવન ભોગવવાનું નથી પણ ત્યાં જીવનજ નથી. ત્યાં જીવનજ ન હોવાથી અજ્ઞાનમય દશા છે, મુક્ત–જીવન દશા નથી.

તેથી ઉલટું શરીરમાં જન્મ લેવાનીજ આસક્તિ રહે તો કાયમ જીવન પરિમિત રહે અને વારંવાર હલકા પ્રકારના અહંકારી જન્મ આવ્યાજ કરે. અમુક દૃષ્ટીએ આ ઉલટું વધારે અંધકારમય જીવન છે કારણ કે આંહી મુક્ત થવાની પ્રેરણાનું પણ અજ્ઞાન રહે છે. સત્ય મેળવવા માટેનો પ્રયત્ન જ નથી પણ અજ્ઞાનમય દશાનો સંતોષ છે. આંહી તો જીવન ઉત્તમ થવાની આશાજ નથી કારણ કે આંહી ઉત્તમ જીવન હોય તેવી ખબરજ નથી.

**બંને છેડાનો લાભ.**

વળી આ બે ભાવનો ઉપયોગ પણ છે. અજન્મ સ્થીતિ પ્રાપ્ત કરવાના હેતુથી જ જન્મ લઇએ તો અંતે નિરાકાર આત્મસ્થીતિ પ્રાપ્ત થાય છે. આત્મવિકાસને માટેજ જન્મ લેવાથી જીવન ઉત્તમ થતું જાય છે, અને ઉત્તમ પદને લાયક બને છે.

પૂર્ણ માર્ગ.

પણ આ પરિણામ મનુષ્ય જીવનના ખરા હેતુ માટે પૂર્ણ નથી. બંન્ને સ્થીતિ એક બીજાની અપેક્ષા રાખે છે તેથી બંન્ને સાથે અનુભવમાં રહે તોજ પૂર્ણતા પ્રાપ્ત થાય.

બ્રહ્મમાં વિદ્યા અને અવિદ્યા બંન્ને છે. તેનામાં જન્મ અને અજન્મ બંન્ને ભાવ છે.ઉત્તમ પ્રકારનું પ્રભુમય જીવન પ્રાપ્ત કરવું હોય તો જન્મ મરણથી રહીત આત્માની દ્વંદ્વાતીત અને અજન્મ સ્થીતિનો પહેલાં અનુભવ થવો જોઇએ. એકની અપેક્ષા બીજામાં છે. અક્ષર બ્રહ્મમાં સ્થીર થવાથી જ પરિણામી જીવનથી મુક્ત થઈ શકાય છે. આવા પ્રકારની મુક્તિથી તે પ્રભુ સાથે એક થઈ તેના જન્મ અને અજન્મ બંન્ને ભાવ અનુભવી શકે છે અને માયાના પડદામાં પકડાયા સીવાય જન્મ લેતા છતાં અમરપદનો પણ આનંદ લઈ શકે છે. જન્મ લેવાની જરૂર તો જતીજ રહે છે કારણ કે પોતાની ઇચ્છા તો તૃપ્ત હોય છે. જન્મ લેવાની છૂટ રહે છે કારણ કે

જન્મ લઇને છૂટ રહે છે કારણ કે પ્રભુ પણ અ-
નેક રૂપે મુક્ત છે તેમજ એક સ્વરૂપે પણ મુક્ત છે.

એમ પણ કહી શકાય કે અજન્મ ભાવ પૂર્ણ
રીતે પ્રાપ્ત થવા માટે અજન્મ પદનો વિચાર પણ
ન આવી શકે એવી નિર્વિકલ્પ સ્થીતિ પ્રાપ્ત થવી
જોઇએ. બુદ્ધે નિર્વાણપદ માટે ઉત્તમમાં ઉત્તમ
સ્થીતિનો પણ અપવાદ કર્યો છે તે આ રીતે સમજી
શકાય છે.

તેથી જન્મની આસક્તિ છોડવાથી અહંકારનો
નાશ કરવાથી આત્મા મૃત્યુને તરેછે, દ્વંદ્વથી મુક્ત
થાય છે. આવી મુક્તિ મેળવ્યા પછી જન્મ એ
પોતાની પ્રકૃતિનો ભાવ છે એમ જાણી પ્રકૃતિને
તાબે રાખી, તેનાથી બંધાયા વગર, કાર્યરૂપે પ્રગટ
થઈ અમરપદનો આનંદ લેછે.

## જીવનનો ઉપયોગ.

આ પ્રમાણે બીજા મંત્રમાં જીવન અને કર્મની
જરૂરીઆત બતાવી હતી તે સિદ્ધ થાય છે. કર્મ
જીવનને માટે જરૂરી છે. જીવન બ્રહ્મના વિકાસ

માટે જરૂરનું છે. બ્રહ્મમાં સાત તત્ત્વોની રચના અને તેની વ્યવસ્થા જીવનથી થાય છે કે જેથી તેના સ્વભાવનો આવિર્ભાવ તિરોભાવ થાય છે. બ્રહ્મમાં માતરિશ્વા (પ્રાણપતિ) જળ (લોક)ની વ્યવસ્થા કરે છે, કે જેથી પ્રભુનું સાત પ્રકારનું જીવન બને છે.

આ પ્રભુમય સૃષ્ટિ ઈશ્વરથી આચ્છાદિત છે. ક્રિયામય થઈ, સૃષ્ટિ રચી તેમાં પોતે દૃષ્ટા રૂપે સર્વના સત્યને જુએછે, ચિંતા રૂપે તેઓના અનેક રૂપ શોધે છે, અને વિજ્ઞાતારૂપે તેના ફળનો આનંદ લેછે. તેણે પોતાની આત્મશક્તિથી અનાદિકાળથી સર્વ વસ્તુઓનો સ્વભાવ, તેઓનો વિકાસ અને તેઓનો અંતિમ હેતુ નક્કી કરેલ છે.

આ તેના નિશ્ચયથી તેની વિદ્યા અને અવિદ્યા બંન્ને શક્તિથી તેની પારમાર્થીક એકરૂપતા અને વ્યવહારીક અનેક રૂપતાનું જ્ઞાન બને છે.

અનેક રૂપ પોતાની પૂર્ણ લીલા માટે જીવ રૂપે પ્રગટે છે. તે જીવ ક્રિયામાં રહેલ ઈશ્વર છે અને અવિદ્યામય ક્રિયાનો ઉપભોગ લેછે. પાછળથી અ-

વિદ્યામય જીવન સુધારતો વિદ્યામય જીવનમાં આવે છે અને વિદ્યાથી અમરપદનો આનંદ લેછે.

આ અમરપદ અહંકારનો નાશ કરવાથી મળે છે કે જેથી અહંકારની સાંકળ તુટી જાય અને પોતે અજાત, અમર, નિત્ય મુક્ત પ્રભુ છે એમ અનુભવ થાય. પણ એ દશાનો આનંદ તો ત્યારેજ મળે કે જ્યારે તે જગતમાં ઈશ્વરની માફક છૂટથી અવતાર પણ લઈ શકે. જગતની બહાર તો તે સ્વભાવ નિત્ય પ્રાપ્ત છેજ, પણ અહીંઆ આ જડ શરીરમાં તે સ્વભાવ પ્રકટ કરી પ્રભુરૂપે આનંદ લેવાનો છે, વળી તે સ્વભાવથી વિરૂદ્ધ સ્વભાવવાળા સંજોગોમાં એક જીવરૂપે તેમજ અનેક જીવરૂપે આ જગતમાં તે સ્વભાવ પ્રગટાવવા માટે જીવન જરૂરનું છે.



# ભાગ ચોથો.

## ( મંત્ર ૧૫-૧૬-૧૭-૧૮ ).

**પરલોક.**

ઇશા ઉપનિષદ્‌ના ત્રીજા મંત્રમાં અસૂર્ય એટલે સૂર્ય વગરના લોક વિશે જણાવેલ છે. ત્રીજા ભાગમાં બે વાર એમ જણાવેલ છે કે જીવ અંધારામાં પ્રવેશ કરે છે. આનો અર્થ અંધકારમય સૃષ્ટિ નથી પણ અજ્ઞાનમય જીવન છે. ગમે તેમ માનીએ તો પણ પરિણામમાં ફેર નથી. વેદાંતમાં જે સાત લોક કહેલ છે તે પણ સચ્ચિદાનંદના સાત તત્ત્વોના બનેલ લોક છે. જે જ્ઞાન દશા આપણે અહીંઆ આ શરીરમાં પ્રાપ્ત કરીએ તેજ સ્થીતિ શરીર છોડ્યા પછીની દશામાં રહેવાની છે. શરીર છોડ્યા પછી જીવ ક્યાંતો પોતાના પરમાણુઓમાં લય થાય અથવા બ્રહ્મીભૂત થાય અથવા આંહી હોય તેથી જુદા પ્રકારની જ્ઞાનવાળી સ્થીતિ જ્યાં હોય ત્યાં તે ભોગવવા જાય. આવી સ્થીતિ અને તેનો વ્યવહાર તેને પરલોક કહે છે.

### ત્રણ સ્થીતિ.

જગત્ પ્રત્યે જીવ ત્રણ પ્રકારની દશા ધારણ કરે છે એમ ઉપનિષદ્ કહે છે. એક તો શરીરરૂપે આ જગતમાં જન્મ લેવો તે. બીજી, મરણ પછી બીજા લોકમાં જવું, અને ત્રીજી, અમરપદ પ્રાપ્ત કરી, જન્મ મરણથી મુક્ત છતાં, જેમ ઈશ્વર અવતાર લેછે તેમ અવતાર લઈ પાછું આવવું. પહેલી બે દશા જન્મ મરણવાળી છે, ત્રીજી તેથી મુક્ત છે છતાં તે બેનો આનંદ લઈ શકે છે.

આ ઉપનિષદ્‌માં પુનર્જન્મની સ્પષ્ટ સૂચના કરેલ નથી પણ ૧૭ મા મંત્રમાં તેવો ભાવ દેખાડે છે. પુનર્જન્મમાં શ્રદ્ધા જેને હોય તે મનુષ્ય મરણ પછી ત્રણ સ્થીતિ ભોગવી શકે છે. એકતો આ જગતમાં સારો જન્મ લેવા પાછો થાય. બીજી આ જગતથી ઉત્તમ જ્ઞાનમય સૂર્યલોકમાં આનંદ કરવા રહે અથવા પરબ્રહ્મરૂપ થઈ રહે.

### પુનર્જન્મ.

મરણ પછી સારો જન્મ આવે તેવી દશા પ્રાપ્ત

કરાવવાનો ઉપનિષદ્‌નો હેતુ નથી પણ જ્યાંસુધી જીવ મોક્ષને લાયક થયો નથી ત્યાંસુધી શુદ્ધિને માટે તે વચલા પગથીઆ છે. જન્મ મરણ પરાધીનપણે લેવા પડે ત્યાંસુધી એમ સમજવું કે જીવ પોતાના સ્વરૂપ સાથે એક થયેલ નથી અને અવિદ્યામય અંધકારમાં ભમેછે **अविद्यामन्तरे वर्तमाना.** તે સ્વરૂપ પ્રાપ્તિ માટે આ જીવન મ્હોટું સાધન છે. મોક્ષ મળ્યા પછી જીવ મુક્ત છે, પણ છતાં જગતની ક્રિયામાં ભાગ લેવા પાછો આવી શકે છે. પોતાને માટે નહી પણ બીજાના કલ્યાણ માટે અને જે ઇશ્વર જગતની ક્રિયા ચલાવી રહેલ છે તેની ઇચ્છા પુરી કરવા આવી શકે છે.

**સ્વર્ગ અને નરક.**

સ્વર્ગનો આનંદ તે પણ પરમધ્યેય નથી. મરણ પછી તરત જન્મવું જ જોઇએ એમ વેદાન્ત કહેતું નથી. મનુષ્ય શરીર અને પ્રાણથી એટલો બધો બંધાયેલ નથી કે તે તે વગર રહીજ ન શકે. ઉલટું મરણ પછી તો શરીર અને પ્રાણના રજકણો જગ-

તમાં લય પામે છે, અને તેથી નવું શરીર, નવા પ્રાણ ધારણ કરવા માટે તેને જે અનુભવ પહેલા જન્મમાં મળ્યો હોય તેનું એકીકરણ કરવા જેટલો વખત તો મળવો જ જોઇએ. આ વચલા વખતમાં તે કોઈ પણ લોકમાં રહેવો જોઇએ. તેના કર્મ પ્રમાણે સારા અથવા નરસા લોકમાં જાય છે. જેટલો આત્મવિકાસ થયો હોય, જ્ઞાન કે જેનું રૂપક સૂર્ય છે તેના કિરણ જેટલા અનુભવમાં આવ્યા હોય તે પ્રમાણે તેને સારા નરસા લોક પ્રાપ્ત થાય છે. પણ આ બધા વચલા લોક જીવને કામના નથી. ત્રીજા મંત્રમાં કહ્યું તેમ જે તે લોકમાં જાય છે તેઓ પ્રકાશ અટકાવે છે અને વિકાસ બંધ કરે છે. વેદમાં સ્વર્ગ કહેલ છે તે તેજસ્વી જ્ઞાનભૂમિ છે, આત્માને વિકાસનું સ્થળ છે. અંધકાર, અજ્ઞાન વિક્ષેપ વિગેરે નરકના સ્વભાવ છે કે જે છોડી દેવા જોઇએ.

તેથી જીવના વિકાસ પ્રમાણે પરલોક પણ આ લોકની પેઠે એક સાધન છે. પણ પરમ ધ્યેય રૂપ

નથી. મુક્ત થયા પછી જીવ જેમ આ લોકનું કલ્યાણ કરી શકે છે તેમજ પરલોકને ધારણ કરી પરલોકવાસી જીવનું પણ કલ્યાણ કરી શકે છે. જેમ આંહી સ્થૂલ શરીરમાં અવતાર લઈ શકે છે તેમ ત્યાં પણ સૂક્ષ્મરૂપે જે જે સ્થીતિઓ હોય તેને ધારણ કરી અનેકને ઉપયોગી થઈ શકે છે.

**સર્વાતીત સ્થીતિ.**

આત્મવિકાસનો મુખ્ય હેતુ સર્વથી અતીત થવાનો છે. પણ તેથી જે આળંગી ગયા તે તજી દેવુંજ જોઇએ એમ નથી. સર્વ જીવન ઓળંગતા એટલું બધું આગળ ન વધી જવું જોઇએ કે જ્યાં પોતેજ ન રહે. નિર્વાણમાં અહંકારનો નાશ છે પણ પોતે પ્રગટ થવાની શક્તિનો નાશ નથી કારણ કે તે શક્તિ તો શરીર છતાં પણ પ્રાપ્ત થાય છે.

જ્ઞાન વિકાસમાં ઇચ્છાઓ તજતાં છેલ્લી પોતાના મોક્ષની ઇચ્છા પણ તજવાની છે. જન્મથી પોતે બંધાયેલ છે એમ જે ખોટી માન્યતા હતી તે પણ છોડી દેવાની છે.

## સૂર્ય અને અગ્નિ.

આવી રીતે લોક પરલોકની સ્થીતિ અને તેમના સંબંધથી ઉપનિષદ્ જ્ઞાન અને કર્મ સમજાવે છે જેથી અંતે પુરૂષ પુરૂષોત્તમ થાય છે. આ હેતુ માટે સૂર્ય અને અગ્નિની ઉપાસના રચી છે કે જેમાં સૂર્યને સત્ય અને જ્ઞાનના દેવ માન્યા છે અને અગ્નિને શક્તિનું રૂપ આપેલ છે કે જે શક્તિ મનુષ્યના સર્વ કર્મ પવિત્ર કરી પૂર્ણ કરે છે.

## લોક વ્યવસ્થા.

સૂર્યને કયું સ્થાન આપેલ છે તે સમજવા માટે આપણે વેદમાં જણાવેલ સાત લોક અને તે જે સાત તત્વોના ચિહ્ન છે તેનો ખુલાસો કરવો જોઇએ.

સર્વ પ્રાણીમાત્ર એક સ્વરૂપ છે અને સ્વરૂપે અભેદ્ય છે પણ બાહ્યરૂપે તે અનેક વિચિત્ર ભાવ ધારણ કરે છે, દ્વંદ્વ ઉત્પન્ન કરે છે. જેને આપણે ભાવ અથવા સ્થીતિ કહીએ છીએ તે પણ આવા અનેક દ્વંદ્વોની એકાદ વ્યવસ્થા હોય છે. આવી વિચિત્ર રચના સાત તત્વોના ગુણોત્કર્ષથી થાય છે

કે જેમાં આત્મા ઉપરનું અને શરીર નીચેનું છેલ્લું તત્વ છે.

આત્મા સત્ છે, જીવનમાં શુદ્ધ છે, જ્ઞાનમાં શુદ્ધ છે, આનંદમાં શુદ્ધ છે. તેથી સત્ ચિત્ અને આનંદમય આત્મા સર્વનું મૂળ છે. આ ત્રણ શબ્દો પણ એક સ્વરૂપ બનાવે છે. કારણ કે જ્યાં શુદ્ધ જીવન છે ત્યાં શુદ્ધ જ્ઞાન છે અને જ્યાં શુદ્ધ જ્ઞાન છે ત્યાં શુદ્ધ આનંદ છે. વળી વિચારથી તેઓને જુદા તરીકે જોવા હોય તો પણ જોઈ શકાય છે.

તેનો મુખ્ય સ્વભાવ સત્ય દૃષ્ટીથી જોતાં એવો લાગે છે કે સ્વરૂપે એક છતાં રૂપમાં અનેક વિચિત્ર વેશ લઈ શકે છે. એકનો આવો અનેક રૂપ ભાવ થવો તેને આપણે સૃષ્ટિ કહીએ છીએ, ભૂવન અથવા ભાવ કરીએ છીએ. તે ન હોય તો સૃષ્ટિ જીવન બની શકે નહી.

સૃષ્ટિ ચિત્ શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. જે શક્તિથી સચ્ચિદાનંદ પોતાના ચિત્‌માંથી અનેક પ્રકારના રૂપ પ્રગટ કરે છે. તેને તપસ, ઐશ્વર્ય,

કહે છે અને તે શક્તિ જ્ઞાનસ્વરૂપ હોવાથી દૈવી-શક્તિ કહેવાય છે. તે પોતે જે જુએ છે, જાણે છે, તેમય થઈ શકે છે. આ તપસ અથવા ચિત્ શક્તિથી સૃષ્ટિઓ અથવા લોકો સરજાયલા છે.

**ઉપરના લોક.**

ઉપરના લોક શુદ્ધ તત્ત્વના બનેલા છે, તેને પ-રાર્ધ કહે છે, બ્રહ્મલોક પણ કહે છે.

આંહી ત્રણ લોક સરજાય છે. જ્યારે તપસ અથવા ચિત્ શક્તિ, સત્‌ને આધારે જ રહે છે ત્યારે સત્ય-લોકનો અનુભવ થાય છે. સત્યલોકનો જીવ સર્વ સાથે સ્વરૂપથી એક થઈ રહે છે અને તેથી જ્ઞાનથી અને આનંદથી એક થઈ રહે છે.

જ્યારે તપસ અથવા ચિત્‌શક્તિ, ચિત્‌ની ક્રિયાને આધારે રહે છે ત્યારે તપોલોકનો અનુભવ થાય છે. આ સૃષ્ટિ શક્તિમય લાગે છે. તે શક્તિ જ્ઞાનની છે. તપોલોકનો જીવ સર્વ શક્તિઓની સાથે એક થઈ રહે છે અને તે દ્વારા સર્વનો આનંદ લેછે અને સર્વના સ્વરૂપસાથે પણ એક થઈ શકે છે.

જ્યારે તપસ અથવા ચિત્‌શક્તિ આનંદને આધારે રહે છે ત્યારે જનલોકનો અનુભવ થાય છે. જનલોકમાં આનંદથી ક્રિયા છે. જનલોકનો જીવ આનંદથી સર્વ સાથે એક થઈ રહે છે અને તે દ્વારા સર્વના ચિત્‌ સાથે અને સ્વરૂપ સાથે પણ એક થઈ રહી શકે છે.

આ સર્વ ચિત્‌શક્તિના સ્વભાવ છે કે જ્યાં એક અને અનેક વચ્ચે ભેદ ઉત્પન્ન થયો નથી. સર્વ સર્વમાં છે. દરેક સર્વમાં છે, સર્વ દરેકમાં છે. નિરપેક્ષ સમગ્ર જ્ઞાન સાથે હોવાથી ત્યાં એક હોવાનો વિચાર કરવો પડતો નથી. ત્યાં રાત્રી નથી, અંધકાર નથી તેમ ત્યાં સૂર્યનું અતિ તેજ પણ નથી કારણ કે ત્યાં આત્મ તેજ છે અને તેને પોતાના તેજ સીવાય બીજા કોઈની અપેક્ષા નથી. સૂર્યનું તેજ આત્મદેવના તેજમાં લય પામે છે. આવું તેજસ્વી એક આત્મસ્વરૂપ તે સૂર્યનું પરમ કલ્યાણકારક રૂપ છે.

## નીચેના લોક.

નીચેના ત્રણ લોક પણ ત્રણ તત્ત્વના બનેલા છે. શરીર, પ્રાણ અને મન. જે ઉપર સત્ છે તે નીચેના લોકમાં શરીરરૂપે દેખાય છે. ઉપર જે ચિત્ છે તે નીચે પ્રાણરૂપે દેખાય છે કે જે સ્વભાવથી જ શક્તિ આપતા જણાય છે. તે શક્તિના સ્વભાવમાં જ્ઞાન ગુપ્ત રહેલ છે. તેનો ઉત્કર્ષ થયે તે પ્રગટ થાય છે. તેનું કારણ આનંદમય જીવ તેમાં ગોટ-વાઈ ગયેલ હોવાથી પોતાને ઓળખવા ઇચ્છા અને ઇંદ્રિયોના વિષય ભોગદ્વારા પ્રગટ થવા મથે છે. તેના પરિણામમાં મન પ્રગટ થાય છે. તેથી ચડતા જીવનમાં મન એ છેલ્લું હોય એમ આપણને અનુ-ભવ થાય છે.

જ્યાં જ્યાં શરીર છે, સ્થૂલ પદાર્થ છે ત્યાં ત્યાં પ્રાણ અને મન ગુપ્ત રહેલાજ હોય છે. તેજ પ્રમાણે પ્રાણ અને મનને પણ પોતાની ક્રિયા માટે શરીર ધારણ કરવું પડેછે. આ ત્રણ એક છતાં અવિદ્યાથી ત્રણ લાગે છે.

જે લોકમાં આપણે રહીએ છીએ ત્યાં તપસ શરીરનો આધાર લેછે. જેટલા રૂપ ઉપર આપણું જ્ઞાન રાખી શકીએ તેટલું જ મળે છે. આ ભૂલોક કહેવાય છે.

પણ એવો લોક પણ થઈ શકે છે કે જેમાં પ્રાણ મુખ્ય રહે છે અને શરીરના મુખ્ય આધાર વગર પ્રાણ કયું રૂપ લેવું તે નક્કી કરે છે, આને ભૂવર્લોક કહે છે.

તેવી જ રીતે જ્યાં મન, મુખ્ય તત્ત્વ રહી, પ્રાણ અને શરીરને ગૌણ રાખી તેના રૂપ નક્કી કરે છે અને જેમ ઘણી વખત બની આવે છે તેમ તેઓને પોતાનું રૂપ નક્કી કરવા આપતું નથી તેને સ્વરર્લોક કહે છે. ત્યાં શુદ્ધ મનનું રાજ્ય છે.

આ નીચેના લોકમાં જ્ઞાન અવિદ્યાથી ભેદ પામે છે. સૂર્યનું તેજ, સત્યનું તેજ તે અંધકારમાં ઢંકાઈ જાય છે અથવા કોઈ કોઈ કેન્દ્રમાં એટલે જીવમાં તેના કિરણ અનુભવમાં આવે છે કે જે જીવ તે કિરણનો પોતાના સ્વભાવ પ્રમાણે ઉપયોગ કરે છે.

મધ્યમ લોક.

ઉપર અને નીચેના લોકની વચ્ચે તેઓની સાંકળ-રૂપ એક લોક છે કે જ્યાં વસ્તુઓના સત્યનો અનુભવ એ પાયો છે. ત્યાં જીવ આત્માનું સામ્રાજ્ય પરિચ્છિન્ન કરી શકતો નથી. ત્યાં જીવન મહાન રહે છે, ત્યાં સર્વ પોતાની રચના રચે છે અને તે છતાં પોતાની સર્વ સાથે એકતા ગુમાવતા નથી. અનેક રૂપના દેખાવથી ભેદ પડતો નથી અને અનેક ન સમજાય તેવી ક્રિયાઓમાં પણ એક સ્વરૂપનો અનુભવ ચાલુ રહે છે. પોતાના સમષ્ટિજીવનો પણ અનુભવ રહે છે તેથી આ લોકને મહર્લોક અથવા વિશાળ જ્ઞાનવાળો લોક કહે છે.

મહર્લોકનું મુખ્ય તત્ત્વ વિજ્ઞાન છે. પણ આ વિજ્ઞાન બુદ્ધિને આધીન નથી પણ પ્રેરણાને આધીન છે. બુદ્ધિનું જ્ઞાન એકદમ નામ રૂપ તરફ દોડે છે અથવા તેનાથી દોરવાઈ જાય છે. એક વખત ખોટે રસ્તે દોરવાઈ ગયું તો બીજું ગમે તેવું સારૂં જ્ઞાન હોય તો પણ તેને સમજી શકતું નથી. પણ પ્રેરણાત્મક જ્ઞાન પોતાને અવ્યક્ત સ્વરૂપ અને વ્યક્ત રૂપ બંન્નેમાં

જુએ છે. જે અવ્યક્તજીવન નામ રૂપ ધારણ કરી વ્યક્ત થાય છે તેની સાથે પ્રેરણાત્મક જ્ઞાન એક થઈ રહે છે અને તેથી નામ રૂપની પાછળ રહેલ સત્યના જ્ઞાનનો તેને અનુભવ રહે છે. તે સ્વભાવથી જ એક પરમાત્માની ઇચ્છાને જાણે છે, તેના સમષ્ટીજીવનનો અનુભવ કરે છે, તે અનુભવથી જ સર્વ જીવન સમજીને તેનું જ્ઞાન શરૂ થાય છે અને તેથી દરેક વસ્તુમાં શું રહે છે તે જાણે છે. તેનો સ્વભાવ જોવાનો છે, વિચાર કરવાનો નથી. ત્યાં સ્વરૂપ અને રૂપનું દર્શન છે. આ પ્રેરણાત્મક દર્શનને વેદમાં સત્ય કહે છે. આ આત્મદૃષ્ટિ, અથવા સર્વદૃષ્ટિ છે.

**સત્યનો ધર્મ.**

સત્યનું આ મુખ હિરણ્યમય પાત્રથી અથવા સોનાના ઢાંકણથી ઢંકાઈ ગયું છે એટલે મનુષ્ય બુદ્ધિની દૃષ્ટી મર્યાદાથી ઢંકાઈ ગયેલ છે. કારણ કે આપણી સૃષ્ટિ મનોમય સૃષ્ટિ છે અને ઇંદ્રિયોથી જે જ્ઞાન મળે તેજ સાચું માનવાની ટેવ પડેલી છે. તે પણ

જ્ઞાનનું સાધન છે, સત્યના જ કિરણ છે પણ જેવા સ્વભાવે છે તેવા મનને અનુભવમાં આવતા નથી કારણ તે સત્યના બાહ્યરૂપ છે. તેની મદદથી આપણે આપણા બાહ્ય જીવનની વ્યવસ્થા કરીએ છીએ અને આંતરિક જીવન રહેલું હોય છે તેની અટકળ કરીએ છીએ. ખરૂં જ્ઞાન તો તેજ કે જે સત્ય જીવનનો અનુભવ આપે. તેના બાહ્ય રૂપનો દેખાવ આપે તે નહીં.

આપણને સત્યના ધર્મનો ત્યારે જ અનુભવ થાય કે જ્યારે સૂર્ય (વિજ્ઞાન) આપણામાં બનતા સંકલ્પ–વિકલ્પના કિરણ દૂર કરે અને તેને બદલે આત્મદૃષ્ટિ અને સત્યદૃષ્ટિ આપે.

તેથી એ જરૂરનું છે કે સત્યના ધર્મ અને કર્મ આપણામાં પ્રગટ થવા જોઇએ. વસ્તુઓ જેવી છે તેવી આપણે જાણવી જોઇએ. આપણે જેવા છીએ તેવા આપણને ઓળખવા જોઇએ. અત્યારે આપણા કર્મ એવા છે કે જેમાં જ્ઞાન અને શક્તિ પ્રથક રહી કામ કરે છે. આપણે બીજા જીવોથી જુદા

છીએ એવા હળહળતા જુઠા ખ્યાલથી આપણું જીવન ગાળીએ છીએ. દરેક જીવોને જુદા જાણી તેનો વ્યવહાર જાણવા પ્રયત્ન કરીએ છીએ. એ રીતે જે જ્ઞાન મળે તેનો સ્વાર્થ માટે ઉપયોગ કરીએ છીએ. સત્યનો ધર્મ આપણામાં ત્યારે જ કામ કરશે કે જ્યારે આપણે આપણું સમષ્ટી જીવન જોઈ શકીએ, કે જેની સાથે બીજાના જીવન એક થઈ રહેલ છે. બધા રૂપ પણ તે જીવનના રૂપ છે એમ અનુભવી શકીએ, બધી શક્તિઓ તેજ સત્ય જીવનનું જીવન છે પણ સમજી શકીએ ત્યારે સત્યધર્મ કામ કરશે. આપણું આંતરિક અને બાહ્ય જીવન તે વખતે સ્વાભાવિક રીતે આપણા મહાન સત્ય જીવનથી શરૂ થવાથી, વસ્તુઓના પણ સત્ય જીવનથી શરૂ થશે અને કોઈ બહારના સંકલ્પ-વિકલ્પરૂપ ધર્મને તાબે થશે નહી.

## મનુષ્યમાં સૂર્યનો પૂર્ણ વિકાસ.

છતાં આપણા સામાન્ય કર્મની અંદર પણ સત્યનું બી રહેલ છે કે જે આપણને મુક્ત કરી શકે છે.

દરેક ક્રિયાની પાછળ, દરેક વિચારની પાછળ એક પ્રેરણા છે, સત્ય છે, કે જે જોકે નામ રૂપમાં આવતાં ખોટો દેખાવ ધારણ કરે છે તો પણ મૂળ સ્વરૂપે શુદ્ધ રહે છે અને આપણને ક્રમસર વધારે અને વધારે તેજ આપી આપણો વિકાસ કરતાં કરતાં છેવટે નામ રૂપે એટલે બાહ્ય સૃષ્ટિમાં પણ તે પ્રગટ થાય છે. બધા વિરૂદ્ધ ધર્મની વચ્ચે સૌના આધારરૂપ એક સ્વરૂપ છે. તે બાહ્ય ધર્મમાં ખોટું પરિણામ દેખાવ કરે છે છતાં અંતે સૌને એક જ્ઞાનસ્વરૂપ, ક્રિયાસ્વરૂપ જ્યોતિ સુધી લઈ જાય છે.

સૂર્ય (વિજ્ઞાન) પોષણ આપનાર છે. તેનું કામ આપણી જ્ઞાન અને ક્રિયાશક્તિ વધારી અંતે સચ્ચિદાનંદની જ્ઞાન અને ક્રિયાશક્તિ જેવી કરવાની છે તે એક જ રૂષી છે, દ્રષ્ટા છે, કે જે પોતાની અભેદ દ્રષ્ટીથી બધા નામરૂપની એકતા કરે છે. પ્રેરણાનો આવો જે સર્વાત્મભાવ, એકમાં અનેકને જોવાનો અને અનેકમાં એકને જોવાનો, તે જ સત્ય ધર્મ છે કારણ કે સૂર્ય યમ છે કે જે ધર્મનો રાજા છે. આ

પ્રમાણે જે જ્યોતિસ્વરૂપ છે તેના પૂર્ણ કર્મનો અનુભવ આપણને થાય છે, સત્ય જ્ઞાનનો પુરો પરિચય થાય છે. ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે સૂર્ય એટલે વિજ્ઞાનમાં સર્વનો સમાવેશ થાય છે. તે જ પ્રજાપતિ છે કે જે એક સત્માંથી ચિત્દ્વારા અનેક પ્રકારનું જીવન ઉત્પન્ન કરે છે, તેજ સર્વ જીવનના પ્રભુ છે, પુરૂષ છે, સચ્ચિદાનંદ છે. સર્વ જીવન એક સચ્ચિદાનંદમાંથી ઉત્પન્ન થયું છે કે જે પોતે સર્વ જીવનથી અતીત છે. તે સર્વ જીવનના ઈશ્વર છે, પ્રજાપતિ છે.

સૂર્યનું રૂપ જોવાથી સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત કરવાની ક્રિયાનું બે પ્રકારે ઉપનિષદ્ વર્ણન કરે છે. એક, સૂર્યના કિરણનો વ્યૂહ કરવાનો એટલે કે આપણા સંકલ્પવિકલ્પ રૂપ થતા વિચારોની પાછળ જે સત્ય રહેલ છે તે પ્રેરણાદ્વારા પૃથક્ પૃથક્ પ્રગટ થાય છે તેને વ્યવસ્થાપૂર્વક ગોઠવવું પડે છે. તેથી આપણે તે પ્રેરણાને ખરા સ્વરૂપમાં જાણી શકીએ છીએ. તે જ અંતે એક સ્વરૂપનો અનુ-

ભવ આપે છે. આ સૂર્યના કિરણનો વ્યૂહ છે. આમ કરવાનું કારણ આપણું મન, વિજ્ઞાનની માફક સત્ય (સર્વાત્મભાવ) ગ્રહણ કરી શકતું નથી. સર્વની એકતાનો અનુભવ થઈ શકે એ મનની દૃષ્ટીએ માત્ર કલ્પનાજ છે. તેથી મનનો સ્વભાવ ફેરવવો પડે છે. તેને વિચાર ગોઠવવાની ટેવ પડેલી છે તે ટેવ ઉપયોગી છે પણ વિજ્ઞાનની મદદથી સત્ય જ્ઞાનદ્વારા સત્ય વિચારને ગોઠવવાનું તેને કહેવું જોઇએ. પાછળથી એવીજ ટેવ પડી જશે કે પહેલાં સર્વને વિજ્ઞાનદ્વારા એક સ્વરૂપે જોઈ પછી તેના રૂપને જોશે. શરૂઆતમાં જેમ રૂપ જોઈ તેને સ્વરૂપ માની લેવાની ખોટી ટેવ હતી તે જતી રહેશે.

**એક સ્વરૂપ.**

આ પ્રમાણે સૂર્યની મદદથી સત્ય જ્ઞાનપ્રકાશ મળે છે કે જ્યાં પ્રેરણાથી મળતું જ્ઞાન પણ પોતાનો સ્વભાવ ફેરવે છે. અને અંતે એક પરમાત્મા જેમ પોતાની આત્મદ્રષ્ટીથી પોતાને સર્વત્ર જુએ છે, પોતાના અનેક રૂપનો પોતાના પ્રકાશથી અનુભવ

લે છે તેવો અનુભવ થાય છે. આ સૂર્યનું કલ્યાણ તમરૂપ છે. કારણ કે તે આત્મપ્રકાશ છે, આત્મશક્તિ છે, આત્માનંદ છે.

આ પ્રભુ છે, પુરૂષ છે, સચ્ચિદાનંદ છે. આપણને જ્યારે આ દૈવીદૃષ્ટી પ્રાપ્ત થાય છે ત્યારે પૂર્ણ આત્મજ્ઞાન થાય છે, પૂર્ણ દૃષ્ટી રહેછે, ઉપનિષદ્‌ના **સોહં** મંત્રનો અનુભવ થાય છે. જે પુરૂષ સર્વત્ર છે તે હું છું એમ અનુભવ થાય છે. પ્રભુ જગતમાં ક્રિયારૂપે દૃષ્ય છે, અનેક રૂપે રહેલ છે, પણ સર્વમાં રહેલ તે એક છે. આ સર્વજ્ઞ સ્વરૂપ, આ સત્ય હું તેજ છે કે જે મનુષ્યના મનમાં પડછાયારૂપે રહેલ અહંકારની પાછળ તેના આત્મા રૂપે પ્રગટ છે. તેજ પ્રભુ છે. તેજ સર્વ છે. તે એજ છે કે જે સર્વથી અતીત પણ છે.

**કર્મ.**

સૂર્યદ્વારા એટલે મનમાં જે જ્ઞાન પ્રકાશ થાય છે તે દ્વારા મનથી અતીત થવાય છે. ત્યાં મરણ ભાવ જતો રહે છે. અમરપદ મળે છે. સૂર્ય એટલે વિ-

જ્ઞાનદ્વારા અર્ધજ્ઞાની જીવ, સર્વજ્ઞ થાય છે, જીવન પૂર્ણ વિશાળ બને છે, સર્વ રૂપ થાય છે.

અમરપદમાં જ્ઞાન અને શક્તિ બંન્ને સમાયેલા છે. કર્મ વગરનું જ્ઞાન અપૂર્ણ છે. ચિત્ તપથી પૂર્ણ થાય છે. જ્ઞાન ક્રિયાથી પૂર્ણ થાય છે. જેમ સૂર્ય આત્મપ્રકાશનું રૂપક છે તેમ અગ્નિ ચિત્શક્તિનું રૂપક છે. અગ્નિની સ્તુતિમાં સૂર્યની સ્તુતિનો સમાવેશ થાય છે.

## જીવની શક્તિ.

જેમ જ્ઞાન માટે એકાત્મસ્વરૂપના અનુભવની જરૂર છે તેમ ક્રિયા માટે પણ તે અનુભવ જરૂરનો છે. જીવનો ધર્મ, ભેદ બુદ્ધિને અનુસરતો હોવાથી પોતાના અહંકારથી અલ્પ શક્તિવાળો બને છે. તેથી મરે છે, અને ક્રિયામાં અજ્ઞાની રહે છે. પોતાના સ્વાર્થ માટે, પોતાના હેતુ માટે તે જે જ્ઞાન વાપરે છે તે પણ તેની ઇચ્છાવાળુ, રાગ દ્વેષવાળુ હોય છે, તેના જુના વિચારને અનુસરે છે, ઇંદ્રિઓના ઉપર પરાધીન રહે છે. વધુમાં વધુ તેને જ્ઞાનના કિરણ મળે

છે. તે કિરણમાં જ રહે છે. સૂર્યમાં રહેતો નથી. દૃષ્ટા સંબંધી તેનું જ્ઞાન અલ્પ છે. દૃષ્ય સંબંધી પણ તેનું જ્ઞાન અલ્પ છે. સમસ્ત જ્ઞાન સાથે, સમસ્ત શક્તિ સાથે, સમસ્ત ક્રિયા સાથે એક થઈ શકતું નથી. તેથી તેની ક્રિયા, અવ્યવસ્થીત, અનેક પ્રકારની, ભયભીત, અસ્થીર, જણાય છે. સત્ય માટે તે અસત્યમાં રખડે છે. કટકા ભેગા કરી આખું થાન કરવા મથે છે. ભૂલમાં ભૂલાય છે અને સત્ય મેળવવા પાપ કરે છે. દૈવી દૃષ્ટી પ્રાપ્ત ન હોવાથી, સમસ્ત જીવન જોઈ ન શકવાથી, સમસ્ત શક્તિનો અનુભવ ન હોવાથી, સર્વાંતીત પરમાત્માનો સાક્ષાત્કાર ન થવાથી, જીવની શક્તિ સત્ય અમરપદ મેળવવા માટે સીધો અને સરળ માર્ગ પકડી શકતી નથી. સ્વાર્થથી ઘેરાયેલ પોતાના અહંકાર અને અજ્ઞાનને અનુકૂળ ન આવે તેવા વિચિત્ર સ્વભાવવાળા માણસોના વ્યવહારમાં, જીવની શક્તિ અલ્પ રહે છે તેથી જીવ અજ્ઞાની દુઃખી, પાપી બને છે. સત્ય જ્ઞાન ન હોવાથી સત્ય ધર્મની ખબર નથી અને તેથી સત્ય ક્રિયા થઈ શકતી નથી.

**અગ્નિ અથવા પ્રભુની શક્તિ.**

પણ જેમ આપણા અજ્ઞાની મનના અહંકારી જુઠા તર્કોની અંદર અને પાછળ એક તેજ રહેલ છે કે જે માણસને સત્ય પ્રકાશ આપે છે તેમ, આપણી ભૂલો, આપણા પાપ, અકર્મની અંદર અને પાછળ એક ગુપ્ત શક્તિ રહેલ છે કે જે પ્રેમ ઉત્પન્ન કરે છે ઐક્ય કરે છે, પોતે જીવને ક્યાં દોરે છે તે જાણે છે અને તેના સર્વ કર્મને સરખા કરી તેને વ્યવસ્થાપૂર્વક ગતી આપે છે. આવો પ્રકાશ થવો, આવી શક્તિ પ્રાપ્ત થવી એ અમરપદના ચિહ્ન છે.

આ શક્તિ અગ્નિ છે. ઋગ્વેદ કે જેમાંથી આ ઉપનિષદ્‌ની છેલ્લી કડી લીધેલ છે તેમાં અગ્નિને પ્રભુની શક્તિ માની છે, જ્ઞાનનો પ્રવાહ માનેલ છે. તેજ અમર છે, નાયક છે. તે ઈશ્વરી ઘોડો છે કે જે સત્ય સ્વરૂપ છે સર્વજ્ઞ છે પણ આપણા કર્મથી તેનો અનુભવ થતો નથી કારણ કે આપણા કર્મ અહંકાર અને સ્વાર્થથી ખોટા થાય છે. જીવ કર્મથી છૂટવા માટે કર્મ કરે છે અને અંતે પ્રકાશરૂપે

પૂર્ણ મનુષ્ય થાય છે અથવા શક્તિરૂપે દેવી થાય છે. વૈશ્વાનર અગ્નિ કે જે સર્વ લોકને અને દેવને ધારણ કરી રહેલ છે તેજ જગતની સર્વ ક્રિયા ચલાવે છે અને અંતે સ્વરૂપનો પ્રકાશ કરે છે, અમરપદ ખુલ્લું કરે છે. તે જ પ્રભુની ક્રિયાનો કર્તા છે. આ રૂપક નોજભાવ ઉપનિષદ્‌ના છેલ્લા મંત્રમાં આપેલ છે.

## પ્રાણ.

પ્રાણ જીવનું જીવન છે. તેમાંથી જ જ્ઞાન અને શક્તિ પ્રગટ થાય છે વેદમાં એમ કહેલું છે કે વાયુ અથવા માતરિશ્વા અથવા પ્રાણ તે જ છે કે જે સૂર્યમાંથી અગ્નિને નીચે લાવે છે. પ્રાણ પ્રભુની શક્તિને તેના તેજમાંથી છૂટી કરી મન અને શરીરમાં પ્રાણ રૂપે પ્રગટાવે છે. અગ્નિ, પ્રાણની વસ્તુઓનું ભક્ષણ કરી, તેનો સ્વાદ લઈ મરૂત એટલે જ્ઞાન તંતુઓ ઉત્પન્ન કરે છે કે જે અંતે મનના વિચાર બને છે. મનના સંકલ્પો અગ્નિની મદદથી ઇંદ્રનું કર્મ કરે છે. ઇંદ્ર એટલે શુદ્ધ તેજસ્વી મન કે જે આપણા વિચારની દૃષ્ટીએ રૂષી છે, સત્ય અને સીધો

માર્ગ શોધનાર છે. ઇંદ્ર વૃત્રને મારે છે એટલે અ-
જ્ઞાનને દૂર કરે છે, સૂર્યનો પ્રકાશ લાવે છે અને
તેના કિરણવડે પોતાના સમસ્ત જીવનની વ્યવસ્થા
કરે છે. સૂર્ય કર્તા છે, પ્રકાશક છે સવિતૃ છે. તે
આ મૃત્યુલોકમાં અમરપદ પ્રગટ કરે છે, અહંકારનો
અંધકાર દૂર કરે છે. પાપ, દુઃખ મટાડે છે, જીવનને
અમર કરે છે, કલ્યાણકારક, આનંદમય બનાવે છે.
વેદના દેવો મનુષ્યજીવનના ગુણો છે કે જે વ્યક્ત થઈ,
ઉપર ચડી, મનુષ્ય જીવનને પ્રભુજીવનમાં ફેરવે છે.

પ્રાણ, શરીર, કર્મ, શક્તિ આ ચાર સાધન છે.
પૃથ્વી શરીર આપે છે પણ તે પરિણામી ગાંઠ છે,
પુરૂષને રહેવાનું ઘર છે, ત્યાં પુરૂષ પ્રાણની ક્રિયાઓને
આધારે છે. જો પ્રાણ ન હોય તો શરીરની ભસ્મ
થાય છે તેથી શરીર તે જીવ નથી પણ એક બહા-
રનું સાધન છે. શરીર ઢાંકણ છે, તે ભેદ કરે છે,
જન્મ મરણ ઉત્પત્તિ અને વિનાશનું કારણ છે.
તેનું અભિમાન મરણને નોતરે છે. અમરપદે પ-
હોએલ માણસ શરીરનું અભિમાન રાખતો નથી.

શરીર છૂટ્યા પછી પણ પ્રાણ જીવે છે. તે અમર વાયુ છે અથવા સૂક્ષ્મ દેહ છે કે જે સ્થૂલ દેહના જન્મમરણથી રહીત છે. પહેલાં એમ લાગે છે કે જન્મ-મરણ પ્રાણથી થાય છે પણ તે ખરૂં નથી. જન્મ અને મરણ શરીરને છે. શરીર ઉત્પન્ન થવાથી પ્રાણ ઉત્પન્ન થતા નથી અને શરીર મરવાથી પ્રાણ મરતા નથી. જો એમ હોય તો પૂનર્જન્મ બને જ નહી અને સર્વ મર્યા પછી નિરાકાર સ્વરૂપમાં લય થાય. પ્રાણથી શરીર બને છે. શરીરથી પ્રાણ બનતા નથી તે દોરો છે કે જેના ઉપર આપણા અનેક જન્મ બંધાય છે કારણ કે તે પોતે અમર છે. તે શરીરનું અભિમાન ધારણ કરી મનુષ્યને તેની મુસાફરીમાં આગળ ધક્કેલેછે.

## ચિત્ શક્તિ અને યાદ શક્તિ.

આપણી મુસાફરીમાં નવા નવા જન્મમાં નવી નવી ક્રિયાઓ થાય છે તે ક્રિયાનો આધાર પ્રાણ છે. પાછલા કર્મ પ્રમાણે જે રૂપ લેવું હોય તેનું સાધન પ્રાણ છે. પણ પ્રાણ એ મુખ્ય વસ્તુ નથી.

મુખ્ય વસ્તુ ચિત્ શક્તિ છે. તે શક્તિ ક્રતુ છે. ક્રિયાની શક્તિ છે. તેના સ્વભાવમાં જ્ઞાન છે. તે જ્ઞાનની શક્તિ છે, અને જો કે મન, પ્રાણ અથવા શરીરમાં ગુપ્ત રહે છે તો પણ મનમાં કાંઈક પ્રગટ થાય છે. તે મનમાં રહેલ યાદ શક્તિની સાંકળ બનાવે છે અને તે યાદ શક્તિથી યાદ થતા કર્મ પ્રમાણે નવા નવા જન્મ અપાવી જીવને ઉત્તમ પદમાટે લાયક કરે છે.

મનુષ્યજીવનમાં ચિત્નો એટલે જ્ઞાનનો મનથી ઉપયોગ થાય છે તેથી તે અપૂર્ણ લાગે છે કારણ યાદ શક્તિ અપૂર્ણ છે. આપણા કર્મમાં આવરણ અને વિક્ષેપ બંને છે કારણ કે મનોમય હોવાથી દરેક ક્ષણે કાળની ગણત્રીથી જીવીએ છીએ. વર્તમાનકાળમાં જેટલું ઉપયોગી તેટલું જ જીવન આપણું એમ અહંકારથી માનીએ છીએ. આપણે જે કરીએ છીએ તેજ આપણું જીવન છે, જે કર્મ આપણે કરી ગયા તે ઉપર આપણી સત્તા નથી પણ ઉલટું જે કર્મ આપણે ભૂલી ગયા તે પોતાની

સત્તા આપણા ઉપર વાપરે છે કારણ કે આપણે ક્રિયામાંજ મસ્ત છીએ, તેના ફળ ભોગવીએ છીએ, આત્મામાં રહેતા નથી, તટસ્થ રહી ક્રિયા જોઈ શકતા નથી. પ્રભુ અને તેની ચિત્ શક્તિ ક્રિયાની પાછળ રહે છે અને તેથી તે તેના ઉપર પ્રભુતા ભોગવી શકે છે, ક્રિયાથી દબાતા નથી.

ઉપનિષદ્ ચિત્ શક્તિને કહેછે કે જે કર્મ કર્યાં તે યાદ કર કે જેથી જગતનો સ્વભાવ ખબર પડે, જ્ઞાન રહે, શક્તિ વધે. એમ કરતાં કરતાં ઉપરના સત્ ચિત્નો અનુભવ થાય છે, અને તેની શક્તિથી દરેક જીવન ઉપર પોતાની સત્તા રહે છે. દરેક જન્મ પરાધીનપણે ભોગવવાને બદલે વ્યવસ્થા પૂર્વક સ્વતંત્ર રીતે જન્મ લઈ શકે છે અને દરેક જીવનમાં જ્ઞાન અને શક્તિ વધારતાં પ્રભુની પ્રભુતા પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યની શક્તિ જેને ક્રતુ કહે છે તે અંતે ચિત્શક્તિ બને છે જેને વેદમાં અગ્નિ કહે છે.

**શક્તિ અને જ્ઞાન.**

ચિત્શક્તિમાં જ્ઞાન અને શક્તિનું ઐક્ય છે. તેને

બધી ક્રિયાની ખબર છે, બધી વસ્તુઓ જે જન્મે છે તેની પણ ખબર છે. તે જાતવેદ છે એટલે બધા જન્મનું તેને જ્ઞાન છે. તેને દરેકના ધર્મની ખબર છે, એક બીજાના સંબંધની પણ ખબર છે. તેમના હેતુ, તેમની ક્રિયા તેમની પદ્ધતિ, સર્વ સાથે એકતા અને ભિન્નતા સર્વ તેને ખબર છે. આ ચિત્શક્તિ જ જગત ચલાવે છે. તે સર્વ વસ્તુ સાથે એક હોવાથી તેનું અસ્તિત્વ, જ્ઞાન, તેની ક્રિયા એક બીજાથી જુદા થઈ શકતા નથી. પોતે જે છે તે પોતે જાણે છે. પોતે જે જાણે છે તે કરે છે અને તે પ્રમાણે બને છે.

પણ જેવો અહંકાર ઉત્પન્ન થાય છે અને તે ક્રિયાની વચ્ચે પડે છે તે જ વખતે ક્રિયામાં વિક્ષેપ થાય છે અને ભાગ પડે છે, ખોટી ક્રિયા થાય છે. આવરણવાળી ક્રિયા બેભાન થઈ કામ કરે છે. તેને હેતુની, જ્ઞાનની, ખબર નથી. જ્ઞાનના માત્ર કિરણ રૂપે રહે છે, તેને મૂળની ખબર નથી, ક્રિયાની પણ ખબર નથી. પરિણામની પણ ખબર નથી, પણ ત્રણે ને તાબે કરવા મથે છે. તેનું કારણ આપણે આત્મ-

વાન નથી, આપણને આત્મજ્ઞાન નથી. માત્ર અહં-
કારી જ્ઞાન છે. આપણે જે છીએ તેની આપણને
ખબર નથી. જેની આપણને ખબર છે તેનામાં શક્તિ
નથી. કારણ કે જ્ઞાન સત્ય છે અને તેની મદદથી
ક્રિયાને ચલાવી હોય, સ્વભાવિક રીતે જ જ્ઞાન અને
ક્રિયા સત્ય માર્ગે સત્ય દૃષ્ટીએ ચાલતા હોય તો
જીવન, જ્ઞાન, શક્તિ, સર્વ એક હોવાથી એક બીજાને
ઉપયોગી થાય છે.

## ચિતશક્તિને આત્મસમર્પણ.

જયારે મનની શક્તિ, મૂળ શક્તિના રૂપમાં ફરતી
જાય છે ત્યારે અગ્નિ ઉત્પન્ન થાય છે. વિકાસ પામતા
જ્ઞાન અને શક્તિથી જ આપણે આપણા ધ્યેયને પહો-
ચીએ છીએ. પ્રભુના જ્ઞાન સાથે રહેલ પ્રભુની શક્તિ
આપણને અમરપદ તરફ લઈ જાય છે. અહંકારથી
જેટલા આડા રસ્તા આવી નડે છે, જેટલું આવ-
રણ આવે છે, વિક્ષેપ થાય છે, તે બધું આ શક્તિમાં
સમાઈ જાય છે અને આપણને તેથી મુક્તિ મળે
છે. બધી મુશ્કેલીઓ તે શક્તિથી ડરી જતી રહે છે.

જેથી સાચી ક્રિયા ત્યારે જ થશે કે જ્યારે જીવ પોતાની શક્તિ તજી ઈશ્વરની શક્તિને કામ કરવા વખત આપશે. ઈશ્વરની શક્તિ કેવી છે તે તેનામાં રહેલ સૂર્ય (ચિત્) બતાવે છે. પુરૂષોત્તમ કે જે સર્વમાં અને સર્વથી અતીત છે તેની જ તે શક્તિ છે. તે ઈશ્વરનું ઐશ્વર્ય છે.

એક પ્રભુ વિશે સમગ્ર જ્ઞાન, તેને ક્રિયામાં અર્પણ થઈ જવું, તે બંન્ને અમર લોકના દરવાજાની ચાવી છે.

અને તે બંન્નેના સ્વભાવનું સ્વાભાવિક ઐક્ય હોય તો પરાભક્તિ ઉત્પન્ન થાય છે કે જે ઈશ્વરમાં માને છે, તેને મળવા આતુર રહે છે અને જગતમાં ઈશ્વરને પ્રગટ કરે છે.

## ઉપસંહાર.

આ પ્રમાણે ચોથા ભાગમાં ત્રીજા ભાગની માફક અમરપદ માટે બે રસ્તા બતાવેલ છે. સત્ય અને આનંદમય આંતરિક સ્થીતિનો અનુભવ અને મરણ

પછી સૂર્ય લોકમાં જવાની સગવડ એટલે કે જ્ઞાન પ્રકાશથી એક ઇશ્વર સાથે એક થઈ જવું. વળી વેદના અર્થ સૂચક શબ્દોથી તે જ્ઞાનની પદ્ધતિ, આત્માનુસંધાન, તેમ જ સર્વ ક્રિયા સાથે ઐકય કે જે બાબત બીજા ભાગમાં કહેવામાં આવી છે અને તે ઉપરાંત પહેલા ભાગમાં બતાવ્યું તેમ ઇશ્વરની માફક સર્વ કર્મ કરતાં જીવવું તે પણ આ ભાગમાં બતાવેલ છે. તેથી ઉપનિષદ્‌ના છેલ્લા બે મંત્રોમાં સર્વનો સાર આવી જાય છે.



# ઉપનિષદ્‌નો સાર.

ઈશાવાસ્ય ઉપનિષદ્, રચનામાં, ભાવમાં, મંત્રમા પુરાતન કાળનું ઉપનિષદ્ છે. તે માત્ર છાંદોગ્ય, બ્રહદારણ્યક અને કદાચ તૈતરિય અને ઐતરિય પછી આવેલું છે. ઉપનિષદ્‌નો ઇતિહાસ બે ભાગમાં વેંચાયેલ છે. પહેલો કાળ, વેદના ૠષીઓનો હતો. તે વખતે શબ્દોના અર્થ અને હેતુ બરાબર સમજાતા. ત્યાર પછીનો બીજો કાળ આવ્યો કે જે વખતે શબ્દ તરફ વધારે ધ્યાન રહ્યું અને તેના અર્થ અને હેતુ ભૂલાવા લાગ્યા અને તેના પરિણામમાં લોકો સં-ન્યાસી વેદાન્ત સ્વીકારવા લાગ્યા. ઈશાવાસ્ય ઉપ-નિષદ્‌માં જીવનક્રિયાનું તત્ત્વ પણ ગ્રહણ કરેલ હોવાથી તે પહેલા કાળનું ઉપનિષદ્ છે. જીવન સ્વીકારવા છતાં અદ્વૈત પક્ષના સિદ્ધાંતોને પણ અનુકૂળ કેમ રહેવાય તે ઉપનિષદ્ બતાવે છે. વેદમાં આ ઉપનિષદ્‌માં આશ્ચર્ય રીતે આ મુશ્કેલી દૂર કરી છે. આ એકજ એવું ઉપનિષદ્ છે કે જે કેવલ અદ્વૈતવાદી શંકરાચાર્યને બહુ મુશ્કેલ લાગે છે અને તેના કેટલાક સારા શિષ્યો આ ઉપનિષદ્‌ને પ્રમાણ ભૂત પણ ગણતા નથી.

## ઉપનિષદ્‌નો હેતુ.

આ ઉપનિષદ્‌નો હેતુ બંન્ને છેડાને સાંધવાનો છે. જીવન અને ત્યાગની એકતા કરવાનો છે. પાછળના કાળમાં તેમાં વપરાયેલ શબ્દો જેવા કે જગત્, ભોગ, કર્મ, અનેક રૂપ, જન્મ, અજ્ઞાન વિગેરેને ગૌણપ આપેલ છે અને ઈશ્વર, ત્યાગ, શાંતિ, એક સ્વરૂપ, જન્મથી રહીત, જ્ઞાન, વિગેરેને મૂખ્ય સ્થાન આપેલ છે. તેના પરિણામમાં માયાવાદ ચાલેલ છે. તે મતમાં સંસારમાં રહેવું એ એક જાળ મનાય છે, જીવન નિરર્થક મનાય છે. આત્માએ પોતાની ન સમજાય તેવી માયાથી જીવન ગ્રહણ કરેલ છે પણ તે જેમ બને તેમ તરત છોડી દેવાને લાયક છે એમ મનાય છે. છે. તેથી લોકોનું સંન્યાસ તરફ બહુ વલણ થયું. આ ઉપનિષદ્ ઉલટું બંન્ને છેડાની ગાંઠ ઉકેલી બંન્નેનું રહસ્ય બતાવે છે. ત્યાગ અથવા ભોગ બંન્નેનો સરળ અર્થ કરે છે. બંન્નેને સરખી ઉપયોગતા આપે છે. બંન્નેનો એક બીજા ઉપર આધાર છે. છતાં કોઈને ગૌણ ગણતું નથી. ત્યાગ જેમ છેડા સુધીનો જરૂરનો છે

તેમ ભોગ પણ પૂર્ણ જરૂરનો છે. કર્મ પણ પૂર્ણ અને નિસ્વાર્થી થવા જોઇએ. વળી કર્મથી મુક્ત દશા પણ પૂર્ણ અનુભવમાં આવવી જોઇએ. એક નિર્ગુણ પરમાત્માનું સ્વરૂપ પ્રાપ્ત કરવું તે જીવનનો હેતુ છે, પણ તે અનુભવ પૂર્ણ ત્યારે જ થઈ શકે કે જયારે પરમાત્માનું બહારનું સગુણ રૂપ પણ પૂર્ણપણે અનુભવમાં આવે.

આ વસ્તુ ઉપર ઉપનિષદ્માં એટલો બધો ભાર મુકવામાં આવેલ છે કે જ્યાં કહેલ છે કે "અવિદ્યાથી મૃત્યુને તરીને વિદ્યાથી અમરપદ પ્રાપ્ત કરે છે" ત્યાં જીવનના ત્યાગનો આભાસ આવતો હોવાથી તરત જ બીજા મંત્રમાં ક્રમ ફેરવી કહે છે કે " અજન્મ અવસ્થા પ્રાપ્ત કરી મૃત્યુને તરે છે અને જન્મ લઈ અમરપદ ભોગવે છે." આંહી જીવનને જ અમરપદ બનાવે છે કે જે પદ માટે સર્વ જીવન ચાલી રહેલ છે. આ અર્થ આગળના વેદના ઋષીઓએ સ્વીકારેલો છે. તે ઋષીઓ એમ માનતા કે સર્વ પૃથ્વીઓ, જીવન, જન્મ મરણ, અજન્મ, અમરપદ વિગેરે ભાવ આંહી મનુષ્ય શરીરમાં જ પ્રાપ્ત છે. આંહી જ

તેનો વિકાસ થઈ શકે છે, અનુભવ થઈ શકે છે, આંહી જ તે મેળવી આનંદ લેવાનો છે. તેનો આનંદ સંન્યાસ ઉપર પરતંત્ર નથી. આ વિચાર હિંદના તત્ત્વજ્ઞાનમાંથી ગયો નથી પણ પાછળના કાળમાં તેને ગૌણપ અપાયું છે અને તેથી મોક્ષ માટે જીવન છોડવું જ જોઇએ એ વિચાર છૂટી શક્યો નહી.

છેડા.

ઉપનિષદે નીચેના જોડકાંનો ખુલાસો કરેલ છે.

૧ ઈશ્વર અને જગત્.

૨ ત્યાગ અને ભોગ.

૩ કર્મ કરવા અને આત્માની સ્વતંત્રતા રાખવી.

૪ એક અવિકારી બ્રહ્મ સ્વરૂપ અને અનેક વિકારી રૂપ.

૫ હોવું અને થવું.

૬ ક્રિયાત્મક ઈશ્વર અને નિષ્ક્રિય અક્ષર બ્રહ્મ.

૭ વિદ્યા અને અવિદ્યા.

૮ જન્મ અને અજન્મ.

૯ કર્મ અને જ્ઞાન.

ઉપરના છેડાનો આ પ્રમાણે ખુલાસો કરેલછે.

## ઈશ્વર અને જગત.

જગત્ કુદરતથી બન્યું છે. કુદરત ઈશ્વરની શક્ત
છે. તેનો હેતુ ઈશ્વરની જે જ્ઞાનની ક્રિયા છે તે
નવા નવા રૂપ આપવાનો છે કે જેથી ઈશ્વર પો
અનેક રૂપે રહી અનેક રીતે અનેક પ્રકારના સંબં
કરી આનંદ લઈ શકે.

## ભોગ અને ત્યાગ.

આ સર્વ પ્રકારના જીવનો ભોગ અને રસ ખ
સ્વરૂપમાં ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે પૂ
ત્યાગ વૃત્તિ હોય છે. પણ ત્યાગ એટલે અહંકારથ
ઉત્પન્ન થતી ઇચ્છાઓનો ત્યાગ સમજવાનો છે
જીવનનો ત્યાગ સમજવાનો નથી. માયાવાદી એ
માને છે કે અહંકારથી જગતની ઉત્પત્તિ થઈ
તેથી અહંકાર છોડે એટલે સંસાર છૂટવો જ જોઇએ
વેદના ઋષીઓ એમ માનતા કે આનંદથી જગત
ઉત્પત્તિ થઈ છે તેથી અહંકાર છોડી આનંદ લેવ
જોઇએ. ઇચ્છા અહંકારી છે પણ તે આનંદનું વ
વિકાર પામેલ રૂપ હોવાથી અહંકાર અને ઇચ્છા છો

વાથી આનંદ પ્રગટ થાય છે. તેથી જ મરણ પછી મોક્ષ નહી પણ જીવતાં મોક્ષ સુખ અનુભવી શકાય છે. એક ઈશ્વર સર્વત્ર છે. તેનો આનંદ અહંકાર મૂકી લેવો એને જ અમરપદનું સુખ કહે છે.

**કર્મ અને મોક્ષ.**

મોક્ષની ઇચ્છાવાળાએ કર્મ ન કરવા એમ નથી. મનુષ્ય કર્મથી બંધાયેલ નથી પણ બંધનમાં હોય તેવો તેનો દેખાવ છે. એક ઈશ્વરનો અનુભવ લઈ, તેનો પોતામાં સાક્ષાત્કાર કરી, તેને સર્વત્ર જોઈ, જે સ્વાભાવિક મુક્તદશા પ્રાપ્ત છે તે પ્રગટ કરવાની છે. તે પ્રાપ્ત થઈ તો જીવન અને કર્મ પૂર્ણ રીતે કરી શકાય છે કારણ કે પ્રભુ જગતમાં અનેક રૂપે પ્રગટ થવાથી જ આપણું જીવન રચાયેલું છે. તે જ આપણો ધર્મ છે, આપણા જીવનનો હેતુ છે.

**અક્રિય અને ક્રિયાત્મક.**

ત્યારે અક્રિય બ્રહ્મસ્વરૂપ કે જે આનંદનું સ્થાન છે તેની અને ક્રિયાત્મક પ્રકૃતિની એકતા શી રીતે થઈ શકે?

અક્રિય અને ક્રિયાત્મક બંન્ને એક બ્રહ્મસ્વરૂપ છે. તે બંન્ને વચ્ચે જે ભેદ જણાય છે તે માત્ર આપણી કલ્પના છે. તેવી જ રીતે દેશ અને કાળ સંબંધમાં, દૂર અને નજીક, દ્રષ્ટા અને દૃષ્ય, અંદર અને બહાર, હું અને બીજા, એક અને અનેક, વિગેરે વચ્ચે જે ભેદ જણાય છે તે કાલ્પનિક છે. આ બધા બ્રહ્મના જ સ્વરૂપ છે. પણ બ્રહ્મ પોતે આ સર્વથી પણ ઉત્તમ છે, અતીત છે. ક્રિયા અક્રિયનો જ વ્યવહાર છે. અક્રિય ક્રિયાનો અતિ વેગ છે કે જે વેગને દેવો એટલે આપણા વિચારો પહોંચી શકતા નથી. પણ તે ક્રિયા જગતમાં જણાય છે તેવી ક્રિયા નથી. તે જ્ઞાનની જ ક્રિયા છે. જ્ઞાન સર્વને એક રૂપ જુએ છે. અજ્ઞાન જ્યાં ભેદ ન જોઇએ ત્યાં ભેદ ઉત્પન્ન કરે છે. તે ભેદ પણ જ્ઞાનની વિ-વિધ ક્રિયાનો સંબંધ છે. શરીરનો અહંકાર કહે છે "હું અંદર છું, બાકીનું બધું બહાર છે. અને જેટલું બહાર છે તેમાં આટલું નજીક છે અને બાકીનું દૂર છે." આ બધું વર્તમાન દૃષ્ટીએ સત્ય છે પણ

સત્ય દૃષ્ટીએ બધી એક બ્રહ્મની ક્રિયા છે. તે ક્રિયા જડ નથી પણ જ્ઞાનની અનેક દૃષ્ટી છે.

**હોવું અને થવું.**

આપણે જે દૃષ્ટીથી જોઇએ તેના ઉપર બધો આધાર છે. હોવું, થવું; એક અનેક; બંન્ને સાચા છે, બંન્ને એક જ વસ્તુ છે. જે છે તે એક છે, જે થાય છે તે અનેક છે. પણ તેનો અર્થ એમજ કે જે છે તે થાય છે અને પોતાને અનેક દૃષ્ટીએ જોવા માટે અનેક રૂપે દૃષ્ય થાય છે. આપણે એક સ્વરૂપ જોવાનું છે પણ અનેક રૂપને પણ જોવા જોઇએ કારણ કે તે પણ થયા છે અને એકની દૃષ્ટીમાં સમાયેલ છે. માત્ર જ્ઞાનથી જોવા, અજ્ઞાનથી નહીં. આપણો આત્મા અવિકારી અભેદ્ય બ્રહ્મસ્વરૂપ છે એમ અનુભવ લેવો જોઇએ. બધું જગત્ તે આત્માનો જ વિલાસ છે અને તે આત્મા સર્વત્ર સર્વમાં રહેલ છે એમ અનુભવ થવો જોઇએ. તેથી આપણું જે વિશાળ આત્મસ્વરૂપ છે તેનો સર્વત્ર થયેલ વિલાસ અનુભવવો જોઇએ. બધી ક્રિયા બધી શક્તિ

બધા રૂપ, બનાવ ( આપણા જ ખરા વિશાળ આત્માની અનેક રૂપે ક્રિયા ) પ્રભુની રચનામાં આનંદ, જ્ઞાન અને શક્તિની રમત છે.

ત્યારે જ અહંકાર છૂટશે, ઇચ્છાઓ દૂર થશે, આપણું જીવન જુદું લાગે છે તે લાગશે નહી અને તેથી શોક મોહ નબળાઈ જતા રહેશે કારણ કે દરેક પ્રકારનું દુઃખ બીજા જીવન સાથે આપણા અહંકારની અથડામણથી ઉત્પન્ન થાય છે. તેના પરિણામમાં બીક, નિર્બળતા, ઇચ્છા, દ્વેષ વિગેરે ઉત્પન્ન થાય છે. આ બધું અજ્ઞાનથી આપણે આપણને બીજાથી જુદા જોવાથી ઉત્પન્ન થાય છે અને તેથી જે આપણું છે છતાં નથી માનતા તેની સાથે વિરોધ ઉત્પન્ન થાય છે. આ અજ્ઞાન દૂર કરો, સર્વત્ર એકતાનો અનુભવ કરો, સર્વ પ્રાણીમાત્રમાં રહેલ એક પ્રભુને જુઓ. અહંકાર જતો રહેશે. આ ન થયું, તે ન મળ્યું, એવી જાતની ઇચ્છા જતી રહેશે. ઇચ્છા અને તેનાથી ઉપજતા રાગદ્વેષને બદલે સર્વમાં રહેલ પ્રભુનો આનંદ પ્રાપ્ત થશે.

અમરપદ તમારૂં જ થશે. ભેદ દૃષ્ટીથી જે મરણ દેખાય છે તે દૂર થશે.

## નિષ્ક્રિય અને ક્રિયાત્મક બ્રહ્મ.

નિષ્ક્રિય અને ક્રિયાત્મક આ બંન્ને એક જ બ્રહ્મના રૂપ છે. આ બ્રહ્મ ઇશ્વર છે. તેણે જ સર્વ રચ્યું છે અને તેજ સર્વમાં રહેલ છે. નિષ્ક્રિય સ્વરૂપે તે સર્વ ભાવથી રહીત છે. નિષ્ક્રિય સ્વરૂપ સર્વ ક્રિયાનું મૂળ છે અને ક્રિયામાં રહે છે. તે તેની કર્મમૂક્ત દશા છે. પોતે જે કરે છે, જે થાય છે, તેથી પોતે અલિપ્ત છે. આ બંન્ને એક અવિકારી સ્વરૂના જ રૂપ છે. આપણને બંન્નેનો સાથે અનુભવ થાય છે. નિષ્ક્રિય ક્રિયાથી રહે છે. ક્રિયા નિષ્ક્રિયથી રહે છે. પોતે બંન્નેથી પર છે. આ સ્થીતિ ગુણાતીત છે. ઉપર જે ક્રિયાત્મક અને અક્રિયની એકતા બતાવી તેનાથી આ ભિન્ન દૃષ્ટી છે. આ બંન્ને ભાવ સમજવાથી તેના જે સંબંધ ઉત્પન્ન થાય છે તે આંહી બતાવેલ છે. તેથી આપણે પણ ઇશ્વર સાથે એક

થવાથી આવા અનેક પ્રકારના જગત્ અને તેના સંબંધનો આનંદ લઈ શકીએ છીએ.

## વિદ્યા અને અવિદ્યા.

એકનું જ્ઞાન અને અનેકનું જ્ઞાન થવાનું કારણ એક જ્ઞાનની વિવિધ પ્રકારની ક્રિયા છે. તે જ્ઞાનથી સ્વરૂપે સર્વ એક લાગે છે પણ ક્રિયામાં સંકલ્પ રૂપે અનેક ભેદ પાડે છે. જ્યારે મન પ્રભુના બાહ્ય રૂપમાં (જગતમાં) એકાગ્ર થાય છે અને તેના આંતર સ્વરૂપથી જુદું પાડે છે ત્યારે વિદ્યા એટલે એકાત્મ સ્વરૂપનું જ્ઞાન બંધ પડે છે; તેને અનેક રૂપનું જ જ્ઞાન રહે છે. તે જ્ઞાન જ્ઞાનરૂપે નથી રહેતું તેથી અજ્ઞાન ( અવિદ્યા ) કહેવાય છે. આ અહંકારી વૃત્તિનું કારણ છે.

પ્રભુએ મનના વિકાસ માટે અવિદ્યા સ્વીકારી છે કે જેથી ભેદ દૃષ્ટીએ જેટલા જેટલા સંબંધ થવા જોઇએ તે બધા થઈ શકે અને તેના પરિણામ આવી શકે અને ત્યાર પછી દરેકમાં એકાત્માનું જ્ઞાન

ઉત્પન્ન થાય. તે જ્ઞાન દૃષ્ટામાં અવિચ્છિન્નપણે રહેલ છે. આ કવી (દ્રષ્ટા) મનીશી (મન)ની પાછળ રહેલ છે. મન, દ્રષ્ટાથી છૂટું પડી જવાથી મરણ અને ભેદ જીતવા મથે છે, જીવરૂપે અનુભવ લે છે અને અંતે એક અને અનેકનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી અ. મરપદ લે છે. આ જ આપણો ખરો રસ્તો છે- અવિદ્યામય જીવન ગાળવું અથવા તેને છોડી એક આત્મામાં લય થવું તે બરાબર રસ્તા નથી.

**જન્મ અને અજન્મ.**

વિદ્યા અને અવિદ્યા બંન્ને સાથે ભોગવવાનું કારણ આપણે જન્મ લઈ અમર થવાનું છે. આત્મા એક છે અમર છે અને નિત્ય તે સુખ ભોગવે છે અને તેને અમરપદ માટે અવિદ્યા સ્વીકારી જન્મ લેવાની જરૂર નથી કારણ કે તે તેને નિત્ય પ્રાપ્ત છે. પણ જગતમાં જીવરૂપે અમર થવા માટે પોતે અવતરે છે. તે જન્મ મરણ સ્વીકારે છે, અહંકાર ધારણ કરે છે અને પછી અહંકાર નિર્મૂળ કરી પોતાને પ્રભુરૂપે અનુભવે છે. જન્મ એ પોતાની

માનસીક પ્રભુતાનો વિલાસ છે એમ સમજે છે. આ સ્થીતિએ જગત્ સત્ય દૃષ્ટીએ દેખાય છે અને તેથી વિકારી અને નિર્વિકારી ભાવ વચ્ચે પણ એ-કતા લાગે છે અને જન્મ લેવામાં દુઃખ કે અજ્ઞાન નડતું નથી પણ આનંદ પ્રાપ્ત થાય છે. જન્મ લઈ અમરપદનો આનંદ મળે છે. આ આપણો ખરો રસ્તો છે. જન્મ મરણની ઘટમાળમાં જ ફર્યા કરવું તે નથી, તેમ જ જન્મ છોડી શાંત થઈ જવું તે પણ રસ્તો નથી. શરીરના જન્મથી બંધન પ્રાપ્ત થતું નથી પણ અહંકારથી અને અજ્ઞાનથી જે ભેદ દૃષ્ટી ઉત્પન્ન થાય છે તેથી બંધન થાય છે. મન બંધનનું કારણ છે, શરીર બંધનનું કારણ નથી.

**કર્મ અને જ્ઞાન.**

જ્યાં સુધી માનસીક અહંકાર હોય ત્યાં સુધી જ જ્ઞાન અને કર્મ વચ્ચે વિરોધ લાગે છે. મનથી જે જ્ઞાન મળે છે તે જ્ઞાન નથી. સત્ય જ્ઞાન સત્ય દૃ-ષ્ટીથી ઉત્પન્ન થાય છે, તે સૂર્ય દૃષ્ટી છે, કવિની દૃષ્ટી છે.. મનના વિચારથી જે જ્ઞાન આવે છે તે

જ્ઞાન નથી. તે સત્ય જ્ઞાન ઉપરનું સુવર્ણમય ઢાંકણ છે. જ્યારે તે ઢાંકણ ઉઘડે છે; ત્યારે સત્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, સત્ય જીવનનો અનુભવ થાય છે. વેદમાં જેને મહર્લોક કહે છે, દ્રષ્ટાની સ્થીતિ કહે છે, તે પ્રાપ્ત થાય છે અને મનના મનસુબા દૂર થાય છે. સત્ય બુદ્ધિ જેને વિજ્ઞાન કહે છે તે માનસીક બુદ્ધિમાંથી નીકળે છે. વિજ્ઞાન શુદ્ધ જ્ઞાન આપે છે, ચિત્ શુદ્ધ કરે છે. ત્યાં પ્રભુના અનેક ભાવનો પ્રત્યક્ષ અનુભવ થાય છે.

પણ ચિત્માં ક્રિયા અને જ્ઞાન એક છે તેથી વિજ્ઞાનમાં પણ તેનો એક રૂપે અનુભવ થાય છે. મનમાં તે જેમ જુદા જણાય છે તેવો અનુભવ થતો નથી. તેથી જ્યારે દૈવી દૃષ્ટી પ્રાપ્ત થાય છે અને સત્ય જ્ઞાનમાં રહીએ છીએ ત્યારે આપણી શક્તિ જ આપણો સત્ય ધર્મ બને છે અને તે શક્તિની બધી ક્રિયા સમજી, તેનો હેતુ જાણીને મનુષ્ય જીવનનું સાર્થક થાય છે. પ્રભુ જીવ રૂપે આનંદ લે છે એમ અનુભવ થાય છે. અનેક રૂપે

અમર થવાય છે. ક્રિયામાં આપણે સર્વ સાથે એક થઇએ છીએ, આપણું જીવન પ્રભુના જીવનની નકલ કરે છે એટલે કે પ્રભુના જેવા જ્ઞાન અને શક્તિ ધારણ કરે છે. અહંકાર, ભેદ, ભૂલ અને મુશ્કેલીઓ વચ્ચે ભમતું નથી. ટુંકામાં આ પૃથ્વીમાં અથવા બીજી પૃથ્વીઓમાં અથવા ગમે તેવી સ્થીતિમાં જેમ પ્રભુ પોતાની પ્રભુતાથી, અનેક ક્રિયા કરી અનેક રૂપે આનંદ લે છે તેમ આપણે પણ તેવા થઈ આનંદ લઈ શકીએ છીએ. આ જ મનુષ્ય જીવનનું સાર્થક છે.



ॐ

एकोवशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनु पश्यन्ति धीराः
तेषां सुखं शाश्वतं नेऽतरेषाम् ॥

એક ઈશ્વર, કે જે સર્વ પ્રાણી માત્રના અંતરાત્મા છે, જે પોતાના એક રૂપને અનેક પ્રકારનું કરે છે, તેને જે ધીર પુરૂષો પોતાની અંદર અનુભવથી જાણે છે તેઓનું સુખ કાયમ રહે છે, બીજાનું નહીં.

( કઠોપનિષદ્. )